બાળકોનું

# મહાભારત

## ભાગ બીજો




: લેખક :

**રમણલાલ નાનાલાલ શાહ**

તંત્રી : બાલજીવન



: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

**કિં. એક રૂપિયો**

## બાલમિત્રોને !

આ પુસ્તકનો બાલજગતે ઘણો સુંદર આદર કર્યો છે: અને તેનું જ પરિણામ છે, કે તેના બીજા ભાગની બીજી આવૃત્તિ કરવાનો આ અવસર ઉપસ્થિત થયો છે.

આ આવૃત્તિમાં જોડણીની દૃષ્ટિએ સુધારો કરવા ઉપરાંત બીજો કંઇ પણ ખાસ ફેરફાર કર્યો નથી; તેમ જ કાગળ વગેરે છાપકામનાં સાધનોની મોંઘવારી હોવા છતાં મૂલ્યવૃદ્ધિ પણ કરેલ નથી.

આશા છે કે અમારા બાલમિત્રો આ બીજી આવૃત્તિને પણ સહર્ષ વધાવી લેશે.

**રમણલાલ નાનાલાલ શાહ**

**વડોદરા**, તા. ૧-૬-૪૧

# : અનુક્રમ :



બંને વચ્ચે ગદાયુદ્ધ શરૂ થયું.

—પાન ૨૩૪

# બાળકોનું મહાભારત

## ભાગ ૨ જો



### પ્રકરણ ૧લું

### યક્ષનો મેળાપ

દ્રૌપદીહરણનો બનાવ બન્યા પછી પાંડવો એ વનમાંથી બીજા વનમાં ગયા. તેઓ જંગલમાંથી જતા હતા તે વેળા યુધિષ્ઠિરને માર્ગમાં તરસ લાગી.

સહદેવ નજીકમાં કોઇ જળાશય હોય તો શોધીને પાણી લાવવા નીકળ્યો.

થોડેક દૂર એક સુંદર સરોવર જણાયું. સહદેવ રાજી થયો. પોતાનું જળપાત્ર પાણીમાં બોળવા જાય છે ત્યાં એક યક્ષ આવ્યો અને બોલ્યો : ‘સબૂર, આ સરોવર અમારું છે. મારા પ્રશ્નોનો ઉત્તર આપ. તે પછી જ પાણી લેવા દઈશ.’

સહદેવે યક્ષની વાત ગણકારી નહિ, ને પાણી લેવા માંડ્યું. પાણી મોંએ માંડ્યું કે મડદું થઈને ઢળી પડ્યો !

બહુ વાર થઈ છતાં સહદેવ ન આવ્યો એટલે યુધિષ્ઠિરની આજ્ઞા લઈ નકુળ પાણીની શોધમાં નીકળી પડયો. એ પણ પેલા જ સરોવર આગળ આવી પહોંચ્યો, ને સહદેવની માફક પાણી લેવા જતાં એ પણ શબ બનીને પડયો.

નકુળ અને સહદેવની શોધમાં અર્જુન નીકળ્યો. તે પણ સરોવરતીરે મડદું બનીને પડ્યો. તે પછી ભીમસેન આવ્યો, તો તેની પણ એ જ દશા થઇ.

આખરે યુધિષ્ઠિર પોતે ચારે ભાઈઓની શોધમાં નીકળી પડ્યા, ને પેલા જળાશય આગળ આવ્યા.

ચારે ભાઇઓને મરેલા જોઈ એમને ભારે ખેદ થયો. એમણે પાણી પીવા પાણીમાં જળપાત્ર બોળ્યું ત્યાં તો બગલાના રૂપમાં એમને પણ યક્ષે રોકયા.

યક્ષને ધર્મરાજે કહ્યું: 'ભાઈ, તમારે પૂછવા હોય તે પ્રશ્નો પૂછો. બનતા પ્રયત્ને જવાબ આપીશ.'

યક્ષે પૂછેલા અનેક પ્રશ્નો પૈકી અગત્યના પ્રશ્નો ને તેના જવાબો નીચે આપ્યા છે.

સવાલ: 'સૂર્યનો ઉદય કોણ કરે છે ?'

જવાબ: 'ધર્મ.'

'બ્રાહ્મણોમાં દૈવત શું છે ? સજ્જનોનો ધર્મ શો છે ? દુષ્ટ લોકોનો ધર્મ કયો ?'

'રોજ વેદનું અધ્યયન કરવું એ બ્રાહ્મણોનું દૈવત છે. તપ એ જ સજ્જનોનો ધર્મ છે. દુષ્ટ લોકોનો ધર્મ બીજાઓની નિંદા કરવાનો છે.'

'ક્ષત્રિયોનું સાચું દૈવત શામાં છે? ક્ષત્રિયોનો સદ્ધર્મ શો છે? ક્ષત્રિયોમાં મનુષ્યત્વ શું છે? ક્ષત્રિયોની દુષ્ટતા કયી?'

'યજ્ઞ કરવો એ ક્ષત્રિયોનું દૈવત છે. બાણ અને હથિયારો ધારણ કરવાં એ ક્ષત્રિયોનો ધર્મ છે. બીક ન રાખવી એ ક્ષત્રિયોનું મનુષ્યત્વ છે. શરણાગતને તજી દેવો અથવા યુદ્ધ-માંથી પાછી પાની કરવી એ ક્ષત્રિયોની દુષ્ટતા છે.'

'પૃથ્વીથી પણ ભારે કોણ છે? આકાશથી ઊંચું કોણ? પવનથી જલદી કોણ ચાલે છે? ફૂલથી પણ હલકું શું?'

'માતા પૃથ્વીથી પણ ભારે છે. પિતા આકાશથી પણ ઊંચા છે. મન વાયુથી પણ જલદી ચાલે છે. ભીખ માગવી ફૂલથી પણ હલકી છે.'

'પરદેશમાં મિત્ર કોણ? ઘરમાં મિત્ર કોણ? રોગીનો મિત્ર કોણ? મરતી વેળાનો મિત્ર કોણ?'

'વિદેશમાં ધન મિત્ર છે. ઘરમાં સ્ત્રી મિત્ર છે. વૈદ્ય રોગીનો મિત્ર છે. દાન મરતી વેળાનો મિત્ર છે.'

'ધર્મ એટલે શું? સુખ મેળવવાનો સાચો ઉપાય કયો?'

'ઉદ્યોગ એ જ ધર્મ. સુખ મેળવવાનો સાચો ઉપાય દાન છે.'

'શું તજવાથી મનુષ્ય સૌને વહાલો લાગે છે? શું તજવાથી પસ્તાવો થતો નથી? અને શું તજવાથી માણસ સુખી થાય છે?'

'અભિમાન તજવાથી માણુસ સૌને વહાલો લાગે છે. ક્રોધને તજવાથી કદી પસ્તાવો થતો નથી. લોભ તજવાથી માણુસ સુખી થાય છે.'

'માણુસનો સૌથી મોટો શત્રુ કોણુ છે? જેનો કદી અંત નથી આવતો એવો રોગ કયો છે? સજ્જન કોને કહેવાય ને દુર્જન કોને કહેવાય?'

'ક્રોધ માણુસનો સૌથી મહાન શત્રુ છે. લોભ એવો બૂરો રોગ છે કે જેનો કદી અંત નથી આવતો. સર્વ પ્રાણીઓનું ભલું કરનાર સજ્જન ગણાય, ને દયારહિત માણુસ દુષ્ટ ગણાય.'

'માણુસ બ્રાહ્મણ શી રીતે થાય છે?'

'બ્રાહ્મણ કુળથી નથી થતો. વેદોનું પારાયણ કરવાથી પણ બ્રાહ્મણ ન કહેવાય. જેનાં આચરણ બ્રાહ્મણ સરખાં હોય એ જ બ્રાહ્મણ કહેવાય. ચાર વેદ જાણવા છતાં જો બ્રાહ્મણ આચારભ્રષ્ટ હોય તો તે શૂદ્રથી પણ નીચ છે. બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ એના આચારમાં સમાયેલું છે.'

'જગતમાં સૌથી સુખી કોણ છે? સૌથી વધુ નવાઈ જેવી ચીજ શી છે?'

'દિવસના આઠમા ભાગમાં એક વખત પણ જેને શાક ખાવા મળે છે, અને જેને માથે દેવું નથી તે સૌથી સુખી છે. દરરોજ અનેક માણુસો નજર આગળ મરતાં દેખાય છે, છતાં જાણે હજારો વર્ષ જીવતો રહેવાનો હોય એમ

સમજી જે અનેક પ્રકારના અધર્મો કર્યે જ જાય છે એ સૌથી નવાઈ જેવું છે.'

ધર્મરાજના વિદ્વતાભર્યા ઉત્તરોથી યક્ષ મુગ્ધ બની ગયો. એમની આગળ પ્રસન્ન ચિત્તે ઊભો રહ્યો. એમના ચારે ભાઈઓને સજીવન કર્યા. બીજું વરદાન માગવાને કહ્યું.

'મહારાજ, અમારાં બાર વર્ષ હવે પૂરાં થવા આવ્યાં છે. તેરમું વર્ષ ગુપ્ત વેશે રહેવાનું છે. તે નિર્વિઘ્ને પાર પડે એટલો આશીર્વાદ માગું છું.'

'તથાસ્તુ,' યક્ષ બોલ્યો, ને વિદાય થયો.



પ્રકરણ ૨જું:

## ગુપ્તવાસની તૈયારી

ગયા પ્રકરણમાં વર્ણવેલા બનાવને થોડા દિવસ થયા એટલે પાંડવોના વનવાસનાં બાર વર્ષ પૂરાં થઈ ગયાં. અર્જુન, ભીમ, દ્રૌપદી વગેરે સહુ ખુશી થયાં. હવે કૌરવોને અપમાનનો બદલો વાળવાના માત્ર બાર માસ ખૂટતા હતા.

પણ એ બાર માસ કેવા? એ આકરામાં આકરો પ્રસંગ હતો. જો જરા પણ પકડાઈ ગયાં તો નસીબમાં વનવાસનાં બીજાં બાર વર્ષ લખાઈ ચૂકેલાં હતાં. પાંડવો ગમે તેમ પણ રાજબીજ. તેમાં સાથે રૂપરૂપના અંબાર સમી પત્ની દ્રૌપદી. એ બધાંએ શી રીતે છૂપાં રહેવું, ને કયાં રહેવું એ ભારે મૂંઝવણનો પ્રશ્ન હતો.

અંતે યુધિષ્ઠિરે વિરાટનગરમાં જવાનું ઠરાવ્યું. પાંચે ભાઈઓ અને દ્રૌપદી, બધાંએ એક જ શહેરમાં રહેવાનું નક્કી કર્યું હતું. પ્રથમ તો યુધિષ્ઠિર પોતે કયા વેશમાં રહેશે તેનો ખુલાસો કર્યો.

યુધિષ્ઠિર બોલ્યા: 'મારા જેવી પાસા રમવાની વિદ્યા બીજા બહુ ઓછાને આવડે છે. માટે હું તો કંક નામના બ્રાહ્મણનો વેશ લઇશ, અને વિરાટરાજાને પાસા રમવાનું શીખવીશ.'

ભીમે કહ્યું: 'આપણે તો ખાવા ધમધોકાર જોઇએ. હું રાજાના રસોઇખાનામાં મુખ્ય રસોઇયા તરીકે રહીશ. મને રસોઇનું કામ સૌથી સારું આવડે છે. પણ મારી ચિંતા એ જ કે આ પરાક્રમી અર્જુન શી રીતે છૂપો રહી શકશે?'

'કેમ વળી? એ તો ઉર્વશી પાસેથી સ્વર્ગમાંથી શિરપાવ લઇ આવ્યા છે ને? એ વ્યંઢળ બનશે!' મશ્કરીમાં દ્રૌપદી બોલી.

'સાચી વાત છે, પાંચાલી. હું બૃહન્નલા નામે વ્યંઢળનો વેશ ધારણ કરી વિરાટ રાજાના રાણીવાસમાં નોકરીએ રહીશ.'

નકુળે ગોવાળ બની રાજાની ગૌશાળામાં નોકરી લેવાનું ઠરાવ્યું. સહદેવ અચ્છો અશ્વપરીક્ષક હતો. એણે રાજાની ઘોડારમાં ઘોડાઓ કેળવવાના કામ પર રહેવાનું ઠરાવ્યું.

દ્રૌપદીએ દાસીનો વેશ લઇ વિરાટરાજાની રાણીની દાસી તરીકે એક વર્ષ ગાળી નાખવાનો સંકલ્પ જાહેર કર્યો.

ભીમસેનના હૈયામાંથી એક ઊંડો નિસાસો નીકળી ગયો. પાંચાલ પ્રદેશના રાજાની યજ્ઞમાં ઉત્પન્ન થયેલી લાડકી રાજકન્યા, ને પાંચપાંચ પરાક્રમી પતિઓની માનીતી રાજરાણી આજ રાજપાટ, વૈભવ અને છેવટે પતિઓનો પણ આશરો છોડી પારકાને ત્યાં મુઠી ધાન્ય માટે છૂપે વેશે દાસી બનવા

તૈયાર થાય એ જોઈ એનું હૈયું સૌથી વધુ દ્રવી જતું હતું. માત્ર બધાં અપમાનનો બદલો લેવાની વેળા નજીક આવી રહી છે, એ આશા જ એનો ઉત્સાહ ટકાવી રાખતી હતી.

પાંડવોએ રાજસૂય યજ્ઞ કર્યો. એ પ્રસંગે ખાંડવવનમાં અર્જુને બચાવેલા માયાસુરે સભામંડપની ચિત્રવિચિત્ર રચના કરી, ત્યારથી તે પાંડવો જુગારમાં હાર્યા ત્યાર લગીના કથાભાગને સભા પર્વ, અને ત્યાંથી વનવાસની કથાવાળા ભાગને વન પર્વ કહે છે. એ રીતે આપણે આદિ પર્વ, સભા પર્વ, અને વન પર્વની કથા વાંચી ગયા. પાંડવો વિરાટ નગરમાં અજ્ઞાતવાસનો વખત ગાળવા જાય છે એ કથા-પ્રસંગને વિરાટ પર્વ કહેવામાં આવે છે.

*

પ્રકરણ ૩જું :

## વિરાટનગરમાં

વિરાટરાજા ધાર્મિક, પંડિત, વૃદ્ધ અને પાંડવો તરફ હેત રાખનારો હોવાથી પાંડવોએ ગુપ્ત વેશે એક વર્ષ એના રાજ્યમાં ગાળવાનો ઠરાવ કરી વિરાટનગર તરફ જવા માંડ્યું.

અનેક નદીનાળાં, ઝાડ, પહાડ વગેરે વટાવી વિરાટનગરીની નજીક આવી પહોંચ્યાં. દશાર્ણદેશની ઉત્તર દિશા અને પાંચાલ દેશની દક્ષિણ દિશાને રસ્તે તેઓ વિરાટનગરી નજીક જઈ ચડ્યાં.

છૂપા વેશે રહેવાનું હોવાથી હથિયારોની જરૂર ન હતી. વળી હથિયારોથી ઓળખાઇ જવાનો સંભવ પણ પૂરો, એટલે વિરાટનગરના પાદરે એક મોટું શીમળાનું જૂનું ઝાડ હતું, એની ઘટાદાર ડાળોની ઉપર બધાં હથિયારો પોટલું બાંધી સંતાડી દીધાં. નજીકમાં એક મડદું પડ્યું હતું, તે ટાંગી દીધું, જેથી કોઇ બીકનું માર્યું ત્યાં જવા હિંમત ન કરે.

એ વિધિ આટોપી સૌથી પહેલાં યુધિષ્ઠિર વિરાટરાજાના દરબારમાં કંક ઋષિનો વેશ લઇ પહોંચી ગયા.

યુધિષ્ઠિર બોલ્યા: 'મહારાજ, મારું નામ કંક છે. યુધિષ્ઠિર મારા ભાઇબંધ હતા. મને ચોપાટ ખેલતાં અને બીજી ધર્મની બાબતોની ચર્ચા કરતાં સારી આવડે છે.'

રાજા રાજી થયો, ને કંકને પોતાની નોકરીમાં રાખી લીધો.

થોડી વારમાં તો જેના અંગેઅંગથી જુવાની ફાટ-ફાટ થાય છે એવો બળવાન ભીમ હાથમાં મોટો કડછો લઈ બલ્લવ રસોઇયાનું રૂપ ધારણ કરીને દરબારમાં આવ્યો, ને પાકશાળામાં નોકરી માટે માગણી કરી.

રાજાએ પ્રસન્ન થઈ એને પાકશાળાના ઉપરીની જગા આપી.

આ બાજુ ફાટલાંતૂટલાં વસ્ત્રો પહેરી પોતાનો રાજરાણીનો વૈભવ ને અપાર રૂપ મુશિબતે સંતાડતી દ્રૌપદી સૈરંધ્રી (દાસી)ના વેશમાં વિરાટરાજાની રાણી સુદેષ્ણાની પાસે પહોંચી, ને એની તહેનાતમાં રહેવા માગણી કરી.

રાણી તો એના મોં સામું ઘડીવાર તાકી તાકીને જોઈ જ રહી. રાજાના રંગમહેલમાં પણ જેવું રત્ન ન સાંપડે એવી આ રૂપવતી સ્ત્રી નોકરી માટે આવી છે તે જોઈ એ ખમચાઇ, ને આનાકાની કરવા મંડી.

દયામણા અવાજે દ્રૌપદી બોલી: 'રાણીસાહેબ, તમે જરા યે ન મુંઝાશો. મારે પાંચ પતિઓ છે. તે ગાંધર્વો

છે, ને સદાય મારું રક્ષણ કર્યા કરે છે. વખાની મારી હું તમારી પાસે આવી છું. મને આશરો આપશો તો ભગવાન તમારું ભલું કરશે. મને શણગાર સજાવતાં બહુ સરસ આવડે છે. દ્રૌપદીની હું માનીતી સખી હતી.'

રાણીએ આખરે એને પોતાની દાસી તરીકે નોકરીમાં રાખી લીધી.

સૈરંધ્રીએ બે સરતો કરી લીધી: 'હું કદી કોઇનું એંઠું ખાઇશ નહિ, ને કોઈનાં એંઠાં વાસણ માંજીશ નહિ. વળી હું કોઇના પગ પણ નહિ દાબું.'

સુદેષ્ણાએ આ સરતો સ્વીકારી લીધી.

દરબારમાં નકુળ ગોવાળિયાના વેશે આવ્યો ને ગૌશાળાના ઉપરી તરીકે નોકરીએ રહી ગયો.

એ જ મુજબ સહદેવ પણ અશ્વપાલક બની વિરાટ નગરમાં રહી ગયો.

બધાં આવી ગયા પછી દરબારમાં પગનાં ઝાંઝર રૂમ–ઝૂમ રૂમ–ઝૂમ ખખડાવતી ઠમક ઠમક ચાલે ચાલતી એક સ્ત્રી દાખલ થઇ, ને રાજા પાસે આવીને ઊભી રહી. બધા દરબારીઓ એનો વેશ જોઈ હસવા લાગ્યા.

સ્ત્રીવેશધારી અર્જુન બોલ્યો: 'રાજાજી, મારું નામ બૃહન્નલા છે. મને સંગીત અને નૃત્યકળા બહુ સરસ આવડે છે. આપના રંગમહેલમાં મને રાજકુંવરી ઉત્તરાને એ શિક્ષણ આપવા રોકો તો બહુ ઠીક થશે.'

રાજાએ બૃહન્નલાને રંગમહેલમાં નોકરી આપી. રાજ-કુંવરી ઉત્તરાને નૃત્યકળા અને સંગીતનું શિક્ષણ આપવા

એને ફરમાન કર્યું. તે વખતે આજની માફક ગાવું, બજાવવું અને નાચવું એ હલકું કામ ગણાતું ન હતું. સંગીત અને નૃત્યકળા શીખવા રાજાની કુંવરીઓથી માંડી નાનાંમોટાં સૌ આતુર રહેતાં. વિદ્યા અને કલા તરફ એ જમાનાની પ્રજા ભારે આદરમાન રાખતી હતી.

પાંડવોને ઠરીઠામ થયે ચારેક માસ તો સુખરૂપ વીતી ગયા. એટલામાં નગરમાં મોટી પર્વણી આવી પહોંચી. એ તહેવારો ઉપર વિરાટનગરમાં મોટો મેળો ભરાતો હતો. દેશદેશાંતરના લોકો એ મેળામાં એકઠા થતા. વેપારીઓ જાતજાતનો માલ વેચતા. કારીગરોને સારી કમાણી થતી. ઠેરઠેર ખેલ–તમાસા થતા. જાતજાતનાં આનંદવિનોદનાં સાધનો એકઠાં કરવામાં આવતાં.

પણ મેળામાં સૌથી વધારે આકર્ષક ચીજ તો મેદાની ખેલો થતા, એ હતી. દેશદેશથી પહેલવાનો આવતા, અને મલ્લકુસ્તીઓ જામતી.

આ વખતના મેળામાં જીમૂત નામનો બળવાન મલ્લ આવ્યો હતો. આખા ભરતખંડમાં એ પંકાયલો હતો. દેશદેશના બળવાન લડવૈયાઓને હરાવી એણે ભારે નામના મેળવેલી હતી. વિરાટનગરમાં પણ કુસ્તી માટે એકઠા થયેલા સૌ મલ્લોને એણે હરાવી પાડ્યા. અભિમાનથી છાતી ફૂલાવી એણે સૌને પડકાર કર્યો: 'છે કોઈ મારી સામે લડી શકે એવો ? જે હોય તે આવી જાય.'

બધા નીચાં માથાં કરીને ઊભા રહ્યા.

વિરાટરાજાને જરા માઠું લાગ્યું. આ બળવાન મલ્લનો મિજાજ ઊતારનાર મારા દરબારમાં કોઇ જ નહિ ? એને બલ્લવ યાદ આવ્યો. એ કદાચ આ મલ્લને પૂરો પડે ખરો.

એણે બલ્લવને તેડવા મોકલ્યો.

બલ્લવ (ભીમ) આવી પહોંચ્યો. બન્ને પહેલવાનોએ હાથ મિલાવી કુસ્તી આરંભી. જબરા આખલા આખડે એમ બન્ને એકબીજા પર તૂટી પડયા. પણ ક્યાં ભીમસેન ને ક્યાં જીમૂત ? જોતજોતામાં એણે જીમૂતને ધૂળ ચાટતો કરી દીધો. પડતાંની સાથે જ જીમૂતના પ્રાણ નીકળી ગયા !

વિરાટરાજાને બહુ આનંદ થયો. એણે બલ્લવનો ભારે સત્કાર કર્યો, ને એને બહુ ધન આપ્યું.

આમ એક પછી એક પરાક્રમો કરી પાંચ પાંડવો રાજાને પ્રસન્ન કરી એની કૃપા મેળવવા લાગ્યા.



## પ્રકરણ ૪થું :

# કીચકવધ

રાણી સુદેષ્ણાને એક ભાઈ હતો. એનું નામ હતું કીચક. કીચકનું વિરાટનગરમાં ભારે ચલણ હતું. રાજા એ પાય એટલું પાણી પીએ એવી વ્યવસ્થા ત્યાં ચાલતી હતી. કીચક વિરાટનગરની સેનાનો ઉપરી હતો, અને બહુ બળવાન તથા અભિમાની હતો.

એક વાર કીચક પોતાની બહેનને મળવા એના મહેલમાં આવ્યો. એણે સુદેષ્ણાની પાસે સૈરંધ્રીને બેઠેલી જોઈ. સૈરંધ્રીનું રૂપ જોઈ કીચક દિગ્મૂઢ બની ગયો.

એણે સુદેષ્ણાને કહ્યું: 'બહેન, આવું રત્ન દાસીપણું કરવા સરજાયું નથી. એ તું મને સોંપી દે. હું એની સાથે લગ્ન કરીશ!'

સુદેષ્ણાએ હા પાડી.

સૈરંધ્રી તિરસ્કાર વર્ષાવતી બોલી: 'કીચક, મને જેવી તેવી ન જાણજો. હું પરણેલી છું. મારી રક્ષા મારા પાંચ ગાંધર્વ પતિઓ કર્યા જ કરે છે. પરણેલી સ્ત્રીને પરણવા ઇચ્છા

કરવી એ આર્ય પુરુષ માટે અધર્મી વસ્તુ ગણાય. મને છેડીને સાર નહિ કાઢો. તમે તમારે રસ્તે રહો એમાં જ તમારી શોભા છે.'

માણુસ જ્યારે ઉશ્કેરાયલો હોય છે ત્યારે એને સાન-ભાન રહેતું નથી. સત્તાના મદથી ઘેરાયલા કીચકને સૈરંધ્રીની સાચી વાત ક્યાંથી રુચે ? એ સૈરંધ્રીને અનેક પ્રકારે પોતાને ત્યાં આવવા વિનવવા લાગ્યો.

સૈરંધ્રીએ એને ધૂતકારી કાઢ્યો.

નાહકનું ધાંધળ વધી પડશે એ બીકે સુદેષ્ણાએ ભાઇને સમજાવી પટાવી તે દિવસે તો ત્યાંથી વિદાય કર્યો. પણ કીચક સૈરંધ્રીને જરાયે ન ભૂલી શક્યો.

દ્રૌપદી મનમાં ને મનમાં મુંઝાવા લાગી. દાસી બની પણ એનું રાજરાણીનું રૂપ એને આજ સતાવી રહ્યું હતું. એ સમજી ગઈ કે કીચકના માથે કાળ ભમી રહ્યો છે.

દ્રૌપદીની માન્યતા સાચી પડી. એક પર્વના દિવસે સુદેષ્ણાએ તરેહવાર પકવાન્ન અને મદ્યના શીશા લઈ કીચ-કને ત્યાં સૈરંધ્રીને આપવા મોકલી. સૈરંધ્રીએ બહુબહુ ના કહી, પણ હઠીલી રાણીએ ન માન્યું. એને કાઢી મૂકવાની ધમકી આપી. આખરે ભગવાન પર ભરોસો રાખી દ્રૌપદી કીચકને ત્યાં ગઈ.

કીચક મહા દુષ્ટ હતો. સત્તાના નશાથી આંધળો તો બનેલો જ હતો. રાજાનો સાળો ને રાજ્યનો સેનાપતિ, એટલે એની સામે એક અક્ષર પણ કોણ બોલી શકે એમ હતું ? ખુમારીમાં ને ખુમારીમાં એણે સૈરંધ્રીનું અપમાન કર્યું અને એની છેડછાડ કરવા પ્રયત્ન કરવા લાગ્યો.

સૈરંધ્રીએ બહુ વિનયથી એને સમજાવ્યો. એની હઠનું બહુ ખરાબ પરિણામ આવશે એ બાબત સ્પષ્ટ ચેતવણી આપી. પણ મદાંધ કીચક નિર્લજ્જ બની વધારે ને વધારે દુષ્ટતા બતાવી સૈરંધ્રીને સતાવવા મંડ્યો.

હવે સૈરંધ્રીનો મિજાજ ગયો. દારૂના નશામાં ચકચુર બનેલા કીચકને કમરમાં જોરથી લાત ચોડી કાઢી, ને જીવ લઈને નાઠી.

પોતાનું આવું અપમાન થયેલું જોઈ કીચકને પગથી માથા લગી ઝાળ લાગી. એની ખુમારી વધી ગઈ. એ પણ સૈરંધ્રીની પાછળ દોડ્યો.

સૈરંધ્રીએ જાણ્યું કે અત્યારે સુદેષ્ણા પાસે જવાથી કશી દાદ નહિ મળે. એનો સગો ભાઇ છે એટલે એનો વાંક રાણીને હૈયે નહિ વસે, ને મને ત્રાસ થશે. એ બિચારી દોડતી દોડતી વિરાટરાજાની સભામાં પહોંચી.

છૂટે ચોટલે રડતી કકળતી દ્રૌપદીને સૈરંધ્રીના વેશે દરબારમાં આવેલી જોઈ સૌ ચમકયા. કંક ઋષિ ( યુધિષ્ઠિર ) આંખ ફાડી દ્રૌપદીને જોઈ રહ્યા.

કીચક રાજાનો સાળો થતો હતો, અને મહા બળવાન હતો, એટલે વિરાટરાજા આ બધું જોઇ રહ્યા. કીચક ભરસભામાં સૈરંધ્રીનો ચોટલો પકડી એને લાત મારી ચાલ્યો ગયો, પણ કોઇ કશું ન બોલી શક્યું. જ્યાં રાજા જ કશું ન કરી શકે ત્યાં એને આશરે રહી એનાં ગુણગાન ગાઇ જીવનાર ખુશામતીઆ દરબારીઓ બીજું શું કરી શકે ?

સૈરંધ્રી બેફાટ રુદન કરવા લાગી.



ભામને રૂંવે રૂંવે આગ વ્યાપી.

—પાન ૧૮



યાદવકુળના મુગટમણિને પોતે તીર માર્યું જાણી એ બહુ દુઃખી થયા.

—પાન [illegible]

પકડાઇ જવાની બીકે કંક (યુધિષ્ઠિર) એને કહેવા લાગ્યા: 'સૈરંધ્રી, તું સમજુ છે. વખત વિચારી જા. પતિવ્રતા સ્ત્રીઓ પતિના સુખને માટે સંકટ સહી લે છે. તારા પતિ બળવાન છે. એ તને નહિ ભૂલે.'

'જેના પતિ આવું હડહડતું અપમાન નજરે જોઇ રહે ને કશું યે ન કરે એવા પતિને ધિક્કાર છે!' એમ કરડાકીમાં યુધિષ્ઠિરને સંભળાવી પોતાની લાચાર દશાને માટે આંસુ સારતી સૈરંધ્રી કકળતી આંતરડીએ રાણીવાસમાં ગઇ.

સુદેષ્ણાના પગ આગળ માથું મૂકી એણે બધી વાત કરી. બિચારી ડુસકાં ખાઇખાઇને રડવા લાગી.

સુદેષ્ણાએ તેને સાંત્વન આપ્યું ને ટાઢી પાડી. ભાઇનો દોષ તો બહેનને મન ક્યાંથી જ વસે?

રાત પડી, ને સૈરંધ્રીએ છૂપી રીતે બહાર જવા તૈયારી કરી.

મધરાતના ઘડિયાળાં વાગ્યાં એટલે સોડિયું વાળી લપાતી છૂપાતી મહેલમાંથી નીકળીને પાકશાળામાં ગઇ. રસોઇઘરમાં આરામથી બલ્લવ (ભીમસેન) ઘોરતો હતો. એના નસકોરાંનો અવાજથી છાપરાંનાં નળિયાંમાંથી પડઘા પડતા હતા.

દ્રૌપદીએ આસ્તે રહીને ભીમના પગનો અંગુઠો મરડ્યો.

'કોણ?' કહી ભીમ ઝબકીને જાગ્યો.

દ્રૌપદીએ કીચકની સતામણી અને એણે કરેલા ભયંકર અપમાનની બધી વાત કરી.

ભીમને રૂંવેરૂંવે ઝાળ વ્યાપી. એણે કહ્યું: 'કાલ ને કાલ એ કીચકની ચામડી ઊતારી નાખું ત્યારે જ જંપું.'

ભીમને શાંત પાડતી દ્રૌપદી બોલી: 'આર્યપુત્ર! ખુલ્લી રીતે કીચકને મારી નાખવાનો આ અવસર છે? તો તો આપણી બધી બાજી ધૂળમાં મળે ને? ઇંદ્રપ્રસ્થના મહારાજ આજ લાચાર બ્રાહ્મણ બની એક ખંડિયા જેવા રાજાના દરબારમાં બીજા પેટભરા આપમતલબી દરબારીઓની માફક રાજાને રીઝવી પેટ ભરી રહ્યા છે. તમ સરખા મહા બળવાન યોદ્ધા ભઠિયારખાનું સેવી રહ્યા છે. જગતભરમાં પોતાના શૂરાતન માટે કીર્તિ મેળવનાર મહારથી અર્જુન સ્ત્રીનો સ્વાંગ સજી પગે ઘુઘરા બાંધી નાચે છે, ને બીજાને નાચતાં શિખવાડે છે! નકુળ અને સહદેવ પણ ન કરવાના ધંધા કરીને પેટ ભરે છે. આ સંતાપ ઓછો છે કે પાછું ખુલ્લા થઇ જવાનું જોખમ વહોરી ફરી બાર વર્ષનો વનવાસ વેઠવાનું લફરું ઊભું કરવું?'

ભીમસેન સાંભળી રહ્યો. થોડી વાર ઊંડો વિચાર કરી એણે એક યુક્તિ ખોળી કાઢી. દ્રૌપદીને એ યુક્તિ સમજાવી. એના જેવી સતીસાધ્વી સ્ત્રીને એ યુક્તિ ગમી તો નહિ, પણ બીજો ઈલાજ ન હોવાથી એણે ભીમસેનની સલાહ સ્વીકારી લીધી.

બીજે દિવસે પાછો કીચક સૈરંધ્રીની પાસે આવ્યો.

આજ તો પૂર્વના સૂર્ય પશ્ચિમમાં ઊગ્યા હોય એમ લાગ્યું. સૈરંધ્રીએ કીચકને જરા મોં મલકાવીને સાંજ પછી બૃહન્નલાની નૃત્યશાળામાં પોતાને મળવા જણાવ્યું.

કીચકના આનંદનો આજે પાર નહોતો. ક્યારે સાંજ પડે એની એ વાટ જોઇ રહ્યો.

તે દિવસે ધરતીમાતા ઉપર અંધકારના ઓળા ઊતર્યા અને કીચક નૃત્યશાળામાં હરખભર્યો ધસ્યો. અંધારામાં જ એને કોઇક ભેટી પડયું. એ સૈરંધ્રી નહોતી પણ મોટો 'સૈરંધ્રો' હતો !

દ્રૌપદી તો ત્યાં ગઇ જ ન હતી. ભીમસેને જ કીચકનો ઘાટ ઘડવા એને સૈરંધ્રીને નામે બોલાવ્યો હતો.

ચપટીમાં ચાંચડને ચોળી નાખે એમ ગડદાપાટુ ને લાત–મુક્કીનો માર મારી કીચકને ભીમે પળમાત્રમાં લોંચ-લોંગો કરી નાખ્યો. એની ડોકી મરડી નાખી અને યમ-લોકમાં પહોંચાડી દીધો. ગુપચુપ પોતાને ઠેકાણે ચાલ્યો ગયો.

સવાર પડી ને નૃત્યશાળામાં હો–હા મચી રહી. આખા નગરમાં વાયુને વેગે વાત પસરી કે વિરાટરાજાના મહા બળવાન સેનાપતિની ડોકી મરડી કોઇએ બૂરી રીતે મારી નાખ્યો છે. દ્રૌપદીએ આ સમાચાર સાંભળી છૂટકારાનો દમ ખેંચ્યો.

પણ કીચકના ભાઈઓએ જ્યારે આ વાત જાણી ત્યારે એમનો પીત્તો ઊછળી આવ્યો. એમનાથી ભાઇનું મોત સહન ન થયું. આ બધી ધમાચકડીનું કારણ સૈરંધ્રી હતી એ તેઓ જાણતા હતા. ખરી રીતે વાંક કીચકનો હતો, અને એની ઉદ્ધતાઇનું એને ફળ મળ્યું એ ન્યાયની રીતે બરા-બર હતું. પણ સગપણના સંબંધે એમની સારાસારની બુદ્ધિનો નાશ કર્યો હતો.

એમણે સુદેષ્ણાના મહેલમાંથી સૈરંધ્રીને પકડી આણી. એને કચકચાવીને બાંધી, અને લાશની સાથે જ સ્મશાનમાં લઇ ગયા. એ લોકો એને જીવતી સળગાવી દેવા માગતા હતા !

આ ઉઘાડા અન્યાયથી લોકો કંપી ઊઠયા. રાજાને પણ બહુ માઠું લાગ્યું. પણ એનામાં કીચકના ભાઈઓને વારવાની અત્યારે હામ રહી ન હતી. જે થાય તે પૂતળાની માફક એ જોઇ રહેવા લાગ્યો. અત્યારે માથું ઊંચકવાથી ખુલ્લા પડી જવાશે એ ભયે પાંડવો પણ મનમાં સમસમી રહ્યા હતા છતાં મોંએ કશું બોલી શકતા ન હતા. દ્રૌપદીના દુખનો પ્યાલો જાણે છલાછલ ભરાઈ રહ્યો હતો.

સ્મશાને પહોંચ્યા ને ચિતા સળગાવી. કીચકના શબને અંદર મૂકયું. સાથે સૈરંધ્રીને પણ મૂકવા જાય છે ત્યાં પાછળથી કાળરાક્ષસ સરખો એક બળવાન યોદ્ધો હાથમાં મૂળ સાથેનું આખું ઝાડ ઉપાડીને ધસી આવ્યો. તમામ કીચક–ભાઇઓને ઝાડ વતી ઝુડીઝુડીને અધમુઆ કરી જમીન પર પટકયા.

સૈરંધ્રીના બંધ કાપી નાખ્યા. પંપાળીને બેઠી કરી. એને અભયદાન દીધું.

'કોણ, વહાલા ભીમ ?' એમ બોલી દ્રૌપદી માથું નીચું નમાવી ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

ભીમસેને છૂપી રીતે સ્મશાન આગળ આવી તળાવની કાળી માટીનો ગારો શરીરે ચોપડી દીધો હતો. મોં પણ વિચિત્ર રીતે બદલી લીધું હતું. કોઇ ન ઓળખે એ

રીતે એણે તમામ કીચક–ભાઈઓને ઝુડીને પૂરા કર્યા, ને એકે એકને ચિતામાં ફેંકીને ફૂંકી દીધા!

સૈરંધ્રી (દ્રૌપદી)ને આશ્વાસન દઇ એને નગર તરફ વિદાય કરી. એ પણ તળાવમાં નાહી ધોઈ છૂપી રીતે પાકશાળામાં જતો રહ્યો.

આખા શહેરમાં હાકોટો વાગી ગયો. સૈરંધ્રીના બળવાન ગાંધર્વ–પતિએ એના અપમાનનું વેર લઈ બધા કીચક–ભાઇઓનો નાશ કર્યો એ વાત પવનવેગે બધે ફેલાઇ ગઇ.

બધા ભાઇઓ એકસામટા મરી જવાથી રાણી સુદેષ્ણા પોકેપોક મૂકીને રડતી હતી, ત્યાં સૈરંધ્રી દયામણે મોંએ આવી. એને જોતાં જ સુદેષ્ણાના ક્રોધનો જ્વાળામુખી ફાટયો. એને અનેક મહેણાં દીધાં, ને તે જ ઘડીએ નગર છોડી ચાલ્યા જવાનું ફરમાન કર્યું.

ગરીબ બિચારી સૈરંધ્રી! આટલું આટલું વીત્યું છતાં હજી પણ દુખના ડુંગરા એને કચડી નાખવાને કેડ કસીને ઊભા જ હતા! એ રડી પડી. કાલાવાલા કરી એણે માત્ર તેર દિવસ રહેવા દેવા આજીજી કરી. પછીથી ચાલી જવા વચન આપ્યું.

તેર દિવસ પછી છૂપા વેશે રહેવાની મુદત પૂરી થતી હતી, એટલે એ ગણતરી ઉપર સૈરંધ્રીએ એટલા દિવસ આશરો આપવાની માગણી કરી હતી. સુદેષ્ણાએ આખરે એને એટલો વખત ત્યાં રહેવા દેવા હા પાડી.

*

## પ્રકરણ ૫ મું :

# આખરે પાંડવો છતા થાય છે

કીચક, એના ભાઈઓ અને જીમૂત મલ્લ વગેરેના વિરાટનગરમાં નાશ થયાના સમાચાર દેશદેશાંતરમાં ફરી વળ્યા. કૌરવોને કાને પણ એ વાત આવી, ને એમને પણ વહેમ પડચો.

દુર્યોધને પોતાના વિશ્વાસુ મિત્ર સુશર્માને મોટું લશ્કર આપી તાબડતોબ વિરાટનગર ઉપર ચડાઈ કરવા મોકલ્યો. દક્ષિણ બાજુ થઈ ગોવાળોને ઘાયલ કરી નગરની બધી ગાયોનું હરણ કરવા એને સૂચના કરી. એની પછવાડે પોતે પણ બાકીનું લશ્કર લઈને જવાની ગોઠવણ કરી.

સુશર્માએ દુર્યોધનની સૂચનાનો બરાબર અમલ કર્યો. વિરાટનગરમાં આ ખબર ફેલાતાં જ રાજા મોટું લશ્કર લઈ સુશર્મા સાથે લડવા નીકળ્યો.

ઘોર સંગ્રામ થયો, ને આખરે વિરાટ રાજા હાર્યો.

એનું લશ્કર છિન્નભિન્ન થઇ ગયું. વિરાટરાજા સુશર્માને હાથે કેદ પકડાયો !

એ લશ્કર સાથે યુદ્ધિષ્ઠિર અને ભીમસેન પણ છૂપે વેશે હતા. વિરાટ રાજાને કેદ પકડાયલા જોઈ યુધિષ્ઠિરે ઇશારત કરી ને ભીમે કૌરવસેના તરફ દોટ મૂકી. એક અંગારો જેમ સેંકડો મણ જારને બાળી મૂકવાને બસ થઈ પડે તેમ બલ્લવના વેશમાં ભીમે કૌરવસેનામાં એવો તો હાહાકાર વર્તાવી મૂક્યો કે આખી સેના વેરવિખેર થઈ ગઇ. સૈનિકો હથિયાર છોડીને ભાગવા લાગ્યા.

ભીમસેને વિરાટરાજાને સહેલાઇથી સુશર્માના હાથમાંથી છોડાવ્યો.

વિરાટરાજાએ રાજી થઇ બંને ભાઈઓનો ભારે સત્કાર કર્યો ને તેમને જાતજાતનાં ઇનામો આપી રાજી કર્યા.

આ બાજુ વિરાટરાજા લડાઇની જીત રણમેદાનમાં જ ઉજવી રહેલો છે ત્યાં બીજી બાજુ કૌરવનું બાકીનું લશ્કર લઈ દુર્યોધન ભીષ્મ, દ્રોણાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, કૃપાચાર્ય, શકુનિ વગેરે યોદ્ધાઓ સાથે આવી પહોંચ્યો, ને બીજે છેડેથી વિરાટનગરને ઘેરો ઘાલી વળી પાછી ગાયો વાળી લીધી.

ગોવાળો ધા નાખતા નગરમાં દોડ્યા. રાજા તો રણમેદાને હતો, એટલે રાજકુમાર ઉત્તરની પાસે એમણે પોતાની રાવ ખાધી.

ઉત્તર મિજાજથી બોલ્યો : 'મારા જેવાનો રથ હાંકે એવા સારથિ જ ક્યાં છે? બધા લડવૈયાઓ તો પિતાજી

સાથે બીજી બાજુ રણમેદાનમાં ગયા છે. હા, જો કોઇ સારો સારથિ મળી આવે તો દુશ્મનોને મારો સપાટો બતાવી દઉં!'

રાજમહેલમાં થઇ રહેલી આ વાતચીત દ્રૌપદી સાંભળતી હતી. એ ઉત્તરની પાસે જઈને કહેવા લાગી: 'તમારી બહેનને નાચગાન શીખવનાર બૃહન્નલા બહુ કુશળ સારથિ છે. એણે અગાઉ અર્જુનનો રથ હાંકેલો છે. એને તમારો ...થ બનવાનું કહો.

ઉત્તર કહે: 'ત્યારે તમે જ મારી વતી કહો ને?'

દ્રૌપદીએ કહ્યું: 'મારું કહેવું તો એ ન માને, પણ તમારી બહેન કહે તો કદાચ માને.'

ઉત્તરે એની બહેન ઉત્તરાને વાતચીત કરી.

ઉત્તરાએ બૃહન્નલાને સારથિ બનવા વિનંતી કરી.

હાથ ઊંચો કરી તાળી પાડીને બૃહન્નલાના વેશમાં અર્જુન લટકો કરતો બોલ્યો: 'મને તો રાણીવાસમાં નાચગાન કરતાં આવડે. રણમેદાનમાં તે હું શું કરીશ?'

છેવટે આંખના ઇશારે દ્રૌપદીએ અર્જુનને આગ્રહ કર્યો, એટલે બૃહન્નલાએ હા પાડી.

રાજકુમાર હથિયાર સજી રથ પર ચડયો. બૃહન્નલાએ ઘોડાની રાશ હાથમાં લીધી. જતી વેળા ઉત્તરાએ કહ્યું: 'બૃહન્નલા, લડાઈમાં જીતીને આવે ત્યારે ભીષ્મ, દ્રોણ, વગેરેનાં સુંદર કપડાં મારી ઢીંગલીનાં વસ્ત્રો બનાવવા લેતી આવજે.'

પાણીના રેલાની માફક અર્જુનના હાથે હંકાતો રથ રણમેદાન તરફ ધસી ગયો. બળવાન કૌરવસેનાને જોતાં જ

રાજકુમાર ઉત્તરના પગ ઢીલાઢસ થઈ ગયા. એના કપાળે પરસેવો વળ્યો. રડતા ચહેરે એ બોલ્યો : 'બૃહન્નલા, રથ પાછો હાંકી લે. મારે યુદ્ધ નથી કરવું.'

પણ રણે ચડયો ક્ષત્રિય યોદ્ધો છૂપો રહે? અર્જુને તો ધમધમાટ કરતો રથ હાંકયે રાખ્યો.

ઉત્તર બિચારો રડી પડયો. એણે બૃહન્નલાને ખોળો પાથરીને રથ પાછો વાળવા આજીજી કરી.

બૃહન્નલાએ એને ઘણોઘણો દિલાસો દીધો કે હું જીવતો છું ત્યાં લગી તારો વાળ વાંકો નહિ થવા દઉં. પણ ઉત્તરની ધીરજ ન રહી. એ રથ ઉપરથી કૂદકો મારીને ભાગ્યો.

અર્જુન નીચે ઊતર્યો ને એને પકડી લાવ્યો. ઉત્તરને રથમાં બેસાડીને દોરડા વતી બાંધી લીધો! ઉત્તર બિચારો રડવા લાગ્યો. કૌરવસેના ખડખડાટ હસી પડી.

પોતાની હાંસી થતી જોઈ અર્જુનને માઠું લાગ્યું. એ રથને જરા બાજુ પર લઈ ગયો. ઉત્તરને પોતાનું ખરું ઓળખાણ આપ્યું. હું લડીશ ને તું મારો સારથિ થજે એમ કહ્યું.

પોતાનું રક્ષણ કરનાર ગાંડીવધારી અર્જુન છે એ વિચારે જ ઉત્તરની બધી બીક ભાગી ગઈ. એણે અર્જુનને નમસ્કાર કર્યા. અર્જુન રથને પેલા પુરાણા શાલ્મલી (શીમળાના ઝાડ) આગળ લઈ ગયો, ને ઉત્તર પાસે પોતાનાં હથિયારો નીચે મંગાવ્યાં.

ધનુષ હાથમાં લઈ અર્જુન રથમાં ચડયો, ને ઉત્તરે ઘોડાની રાશ પકડી. અર્જુને ધનુષનો જ્યાં ટંકાર કર્યો કે જાણે સાક્ષાત જમદેવ પધાર્યા હોય એમ કૌરવસેના કંપી ઊઠી. ભીષ્મ, દ્રોણ, સૌ સમજી ગયા કે છૂપા વેશમાં છતાં આ જાતનાં હથિયારો લઇ યુદ્ધ કરનાર અર્જુન વગર બીજો કોઈ ન હોઇ શકે.

અર્જુનને લાંબે વખતે જોઈ દ્રોણ રાજી થયા. કર્ણને ગુસ્સો ચડયો ને એણે દ્રોણનું અપમાન કર્યું. કર્ણની ઉદ્ધતાઈથી ભીષ્મ, અશ્વત્થામા, કૃપાચાર્ય વગેરે ખૂબ ગુસ્સે થઇ ગયા. દુર્યોધને જોયું કે આ તો અંદર અંદર કલહ જાગ્યો. એણે સૌને શાંત કર્યા. ભીષ્મની સલાહ લઈ કૌરવે લશ્કરના ચાર ભાગ પાડયા. એક ભાગના ઉપરી તરીકે દુર્યોધન રહ્યો, ને વિરાટ રાજાની ગાયો લઇ એણે ચાલવા માંડયું. બીજા ત્રણ વિભાગ પોતપોતાના સેનાપતિઓ સાથે અર્જુન સામે લડવા ઊભા રહ્યા.

અર્જુને ગાંડીવ ધનુષનો ટંકાર કર્યો ને કૌરવસેનાના કાળજામાંથી અરેરાટી નીકળી ગઈ. તેરતેર વર્ષના વનવાસની દાઝ આજ અર્જુનને હૈયે ચડી હતી. એણે ભારે વેગથી એક પછી એક બાણો છોડી આખા લશ્કરમાં હાહાકાર વર્તાવી મૂકયો.

પણ એટલામાં દુર્યોધનને ગાયો લઇને દૂર નીકળી જતો જોઇ અર્જુને ઉત્તરને દુર્યોધનની બાજુ રથ હાંકી મૂકવા હુકમ કર્યો. અર્જુને પોતાનો પ્રચંડ શંખ ફૂંકયો ને દુર્યોધનને પડકાર્યો. ભયંકર ઘમસાણ મચ્યું. દુર્યોધનનું રક્ષણ

કરવા ભીષ્મ, દ્રોણુ, કૃપાચાર્ય અને અશ્વત્થામાએ જીવતોડ પ્રયત્નો કર્યા, પણ સાક્ષાત જમરાજાની માફક પ્રલય વરસાવી રહેલા વીર અર્જુન આગળ કોઈનું કશું ચાલ્યું નહિ. અર્જુને ક્યારે બાણુ ચડાવ્યું ને ક્યારે છોડ્યું એ પણ કોઈનાથી કહી શકાતું નહોતું. દુશ્મન યોદ્ધાઓ પણ અર્જુનનું આ અદ્ભુત પરાક્રમ જોઇ ધન્યવાદ વરસાવવા લાગ્યા.

અર્જુનની વીરતા અભિમાની કર્ણથી સહન ન થઇ. એ ફૂંફાડા મારતો અર્જુનની સામે ધસ્યો, ને એને પડકાર્યો.

અર્જુન તૈયાર જ હતો. અનેક પ્રકારનાં દિવ્ય અને ધારવાળાં બાણો વતી અર્જુને કર્ણને વીંધી નાખ્યો. વસંત ઋતુમાં કેસુડાંનાં ફૂલ વતી ખાખરાનું ઝાડ શોભે એમ બંને વીરો શરીરે લોહીની ધારાઓ વહેવાથી શોભવા લાગ્યા.

આખરે અર્જુનના પરાક્રમ આગળ લાચાર બની પૂરતી મદદ ન મળવાથી કર્ણ રણમેદાન છોડીને નાઠો. અર્જુને હર્ષમાં આવી જોરથી વિજયનો શંખનાદ કર્યો.

કર્ણને હરાવીને અર્જુન કૃપાચાર્ય સામે ધસ્યો, ને એમને પણ પોતાના પરાક્રમથી પરાજય પમાડ્યા. આખરે ગુરુ દ્રોણુ પોતે અર્જુનની સામે ધસ્યા. અર્જુને માનપૂર્વક ગુરુદેવને બાણુ વતી પ્રણામ કર્યા, ને પછી તેમની બરાબર ખબર લઇ નાખી. દ્રોણુને આખરે અર્જુને હરાવ્યા.

વળી પાછો કર્ણ ટટ્ટાર થઇ અર્જુનની સામે ધસ્યો. ફરી વાર અર્જુને કર્ણને હરાવીને નસાડી મૂક્યો. એ જ રીતે ભીષ્મ પિતામહ સાથે પણ ઘોર સંગ્રામ કરી એમને પણ પોતાનું પાણી ચખાડ્યું.

ભીષ્મને ઢીલા પડતા જોઇ દુઃશાસન બળ કરી અર્જુન ઉપર ધસ્યો. એની પણ અર્જુને બરાબર ખોડ ભૂલાવી નાખી.

આખરે અર્જુનને કોઇ હરાવી ન શક્યું, એટલે આખી કૌરવસેનાએ એક સામટો અર્જુન ઉપર હલ્લો કરી ડારવા મથામણ કરી જોઇ. એને પણ અર્જુને એક પછી એક અનેક જાતનાં હથિયારો છોડી બધાને હતાશ કરી મૂકયા.

ફરી એક વાર દ્રોણ, કૃપ, કર્ણ, દુર્યોધન, અશ્વત્થામા, વગેરેએ એઠા મળી અર્જુનને ઘેરી લીધો, ને એની સાથે લડાઇ કરી.

અર્જુન તૈયાર જ હતો. એણે મોહનાસ્ત્ર જાતના બાણનો પ્રયોગ કરી બધાને બેભાન બનાવી દીધા !

બધા બેભાન બનીને પડયા હતા, એટલામાં અર્જુનને કુંવરી ઉત્તરાએ ઢીંગલી માટે મગાવેલાં કપડાંની યાદ આવી. એણે હસીને ઉત્તરને કહ્યું: 'આ યોદ્ધાઓના માથાનાં વસ્ત્રો ઉતારી લાવ. તારી બહેનને રમવા ચાલશે !'

ઉત્તર દુર્યોધન, કર્ણ, વગેરેનાં વસ્ત્રો ઉતારી લાવ્યો !

એ રીતે પૂરેપૂરી જીત મેળવી અર્જુન રણભૂમિમાંથી પાછો ફર્યો. હથિયારો પાછાં હતાં તેમનાં તેમ મૂકી દીધાં ને ઉત્તરને રથમાં બેસાડી રથ લઈ નગરમાં ગયો. એણે ઉત્તરને સખત તાકીદ કરી હતી કે મારા કહ્યા સિવાય મારું ઓળખાણ કોઇને આપવું નહિ.

પેલી બાજુ વીલે મોંએ ને ઢીલે પગે દુર્યોધન કૌરવ-સેનાને લઈ હસ્તિનાપુર તરફ પાછો વળ્યો. તમામ ગાયો પાછી મેળવી લઈ વિરાટના લોકોએ એનું નાક કાપી નાખ્યું હતું !

સુશર્માને હરાવીને મહેલમાં આવેલા રાજાને જ્યારે ઉત્તરે કૌરવોને હરાવ્યાની વાતની ખબર પડી ત્યારે તે તો હરખથી છલકાઇ જવા લાગ્યો. કંક આગળ તે જાતજાતની બડાઇ હાંકવા લાગ્યો.

કંકે ધીમેથી કહ્યું: 'જેનો સારથિ બૃહન્નલા હોય તે કયું પરાક્રમ ન કરી શકે?'

રાજાને માઠું લાગ્યું. ઉત્તરનાં પરાક્રમનાં ગુણગાન કરવાને બદલે કંક બૃહન્નલાનાં વખાણ કરતો હતો તે એને ખૂંચ્યું.

એણે કહ્યું: 'બૃહન્નલાની વાત ખરી, પણ ઉત્તરના પરાક્રમે આજે અવધિ કરી ને? એ ન હોત તો આજ આપણી સૌની આબરૂ શી રીતે રહેત?'

યુધિષ્ઠિર બોલ્યા: 'રાજા, જેની પડખે બૃહન્નલા છે તેને માનવી તો શું, પણ દેવ, દાનવ, યક્ષ, કિન્નર, ગાંધર્વો વગેરે કોઇ પણ હરાવી શકે એમ નથી.'

વારંવાર બૃહન્નલાનું નામ વચમાં આવતું જોઇ વિરાટ રાજાને ભારે રીસ ચડી. સાધારણ માણસને પણ પોતાનાં છોકરાંઓનાં વખાણ સાંભળવાં ગમે છે, તો આ તો ખુશામતિયા દરબારીઓ વચ્ચે જન્મારો રહેલો રાજા. એનાથી ઉત્તરનાં વખાણ ઉપર ઠંડું પાણી રેડવા સમાન કંકનાં વચનો શી રીતે સહન થાય? એણે કહ્યું: 'કંક, તમને સારાસારનો વિચાર કરવાની શક્તિ જ નથી.'

યુધિષ્ઠિર એટલી જ ટાઢાશથી બોલ્યા: 'મહારાજ, હું સાચું જ કહું છું કે રાજકુમાર ઉત્તરને જીત મળી એ બધા પ્રતાપ બૃહન્નલાના જ છે!'

વિરાટરાજાને હવે ખરેખરો ગુસ્સો ચડયો. એણે ચીડાઇને ચોપાટ ખેલવાનો હાથીદાંતનો વજનદાર પાસો હાથમાં લઇ જોરથી કંકના માથા પર ઘા કર્યો !

મહારાજ યુધિષ્ઠિરના કપાળમાંથી લોહીની ધારાઓ વહેવા લાગી.

યુધિષ્ઠિર તો ક્ષમાના સાગર હતા. એમણે લોહીને જમીન ઉપર ન પડવા દેતાં હાથના ખોબામાં ઝીલી લીધું. સૈરંધ્રીના વેશમાં નજીક આવીને ઊભેલી દ્રૌપદીએ આ બનાવ જોયો હતો એટલે એ દોડતી દોડતી ઘરમાં જઇ સોનાની ઝારીમાં ઠંડું પાણી લઇ આવી, ને યુધિષ્ઠિરનો ઘા ધોવા લાગી.

એટલામાં દ્વારપાળ ખબર લાવ્યો કે કુમાર ઉત્તર અને બૃહન્નલા આવી પહોંચ્યાં છે.

રાજાએ બંનેને માનપાનથી અંદર બોલાવી લાવવા કહ્યું.

પણ રાજાની આ આજ્ઞાથી દ્રૌપદી અને યુધિષ્ઠિર ગભરાયાં. જો યુધિષ્ઠિરના અંગ ઉપર લોહી દેખે તો અર્જુન એ ઘા કરનારને જીવતો ન મૂકે. એમ થાય તો ભારે ઉત્પાત મચે. આખરે યુધિષ્ઠિરની ઇસારતથી દ્રૌપદીએ દ્વારપાળને ધીમે રહીને કહ્યું: 'હમણાં એકલા ઉત્તરને આવવા દેજો. બૃહન્નલાને થોડી વાર પછી આવવા કહેજો.'

ઉત્તરે યુધિષ્ઠિરની દશા જોઇ. રાજાને બધી હકીકત પૂછી. એને બહુ ખોટું લાગ્યું. એણે યુધિષ્ઠિરની માફી માગી ને રાજાને કહ્યું કે, 'લડાઇમાં જીત્યો, એમાં ખરું કામ તો આકાશમાંથી એક દેવપુત્ર ઉતરી આવ્યો હતો તેણે કર્યું છે. મારું તો કશું ગજું જ નહોતું.'

અર્જુને ને ઉત્તરે રાણીવાસમાં જઈ ઉત્તરાને ઢીંગલીઓ માટે ઢગલાબંધ વસ્ત્રો આપ્યાં. ઉત્તરા તો રાજીરાજી થઇ ગઇ.

વિરાટનગરમાં તે જ રાતે પાંડવો એકઠા મળ્યા, ને બીજે દિવસે સવારે જાહેર થવાનું નક્કી કર્યું.

બીજે દિવસે વિજયાદશમીના શુભ મુહૂર્તે વહેલે મળસ્કે નગર બહારથી પોતાનાં હથિયારો મગાવી લઇ તેમાં સજ્જ થઇ રાજવંશી પોશાક પહેરી પાંચે પાંડવો અને દ્રૌપદી રાજસભામાં ગયાં. તે વેળા કોઈ આવ્યું નહોતું.

ભીમ વગેરેએ મહારાજ યુધિષ્ઠિરને રાજસિંહાસન ઉપર બેસાડયા. બાજુમાં દ્રૌપદીને બેસાડી. ચારે ભાઇઓ પાછળ જઈને ઊભા.

વિરાટરાજા દરબારમાં આવ્યો, ને આ નવો દેખાવ જોઈ આભો બની ગયો.

ગુસ્સા અને આશ્ચર્યથી તે બોલ્યો: 'કંક, તમે તો મારા ચોપાટ ખેલનાર હતા. આજ રાજસિંહાસન ઉપર બેસવાનું કેમ ધતીંગ માંડયું છે?'

અર્જુન હસતાં હસતાં બોલ્યો: 'રાજા, તમારું તો શું, પણ દેવોના રાજા ઈંદ્રનું સિંહાસન પણ શોભાવવાની એમનામાં લાયકાત છે. કૌરવવંશમાં શ્રેષ્ઠ મહારાજ યુધિષ્ઠિર જાતે જ તમારે ત્યાં કંકઋષિના વેશમાં રહ્યા હતા!'

પછી બધાનું અરસપરસ ઓળખાણ થયું, ને વિરાટ રાજાના મનની ભ્રમણા ભાંગી.

વિરાટરાજા ભયથી થરથર કંપવા લાગ્યો. કંકના કરેલા અપમાનની યાદ આવતાં એનું હૈયું ધ્રજી ઊઠ્યું. દ્રૌપદીની ભયાનક દુર્દશાની વાત સંભારતાં એમાં રોમાંચ ખડાં થયાં. એણે બે હાથ જોડી પાંડવોની માફી માગી, ને અજાણતા થયેલા અપરાધ માટે માફ કરવા આજીજી કરી.

પાંડવોએ ઉદાર દિલે રાજી થઇ એને માફી આપીને શાંત કર્યો. ઉલટું વિરાટનગરમાં સુખરૂપ અજ્ઞાતવાસ પૂરો થયો એ માટે એમણે રાજાનો સામો આભાર માન્યો.





શ્રી કૃષ્ણે પૂછયું: ' અર્જુન, આ શું ? તને શું થાય છે ?'

—પાન ૧૮૧



યુધિષ્ઠિરના કપાળમાંથી લોહીની ધારાઓ વહેવા લાગી.

—પાન ૧૫૪

પ્રકરણ ૬ ઠું :

## મહાયુદ્ધની તૈયારી

વિરાટ રાજાને પાંડવોએ રાજી થઈ ક્ષમા આપી ખરી, પણ એમને વારંવાર સહન કરવા પડેલાં અપમાનોની વાત રાજાના મનમાંથી ભૂંસાઈ નહિ. એણે પાંડવોનું મન મનાવી એમની સાથેનો સંબંધ સગપણથી વધારે ગાઢો કરવા રાજકુંવરી ઉત્તરાનું લગ્ન અર્જુન સાથે કરવાની માગણી કરી.

અર્જુને એ વાતની ના પાડી. જે રાજકન્યાને પોતે ગુરુ બની શિક્ષણ આપ્યું તે ખરી રીતે એની પુત્રી થઈ ગણાય. એની સાથે લગ્ન કરવાની એ કેમ કરીને હા પાડે?

આખરે પુષ્કળ વિચાર કરી પાંડવોએ ઉત્તરાનાં લગ્ન અર્જુનના કુમાર અભિમન્યુની સાથે કરવા કબૂલ્યું. વિરાટ-રાજા બહુ રાજી થયો. લગ્નનું તાકીદનું મુહૂર્ત લેવાયું.

પાંડવોને લગ્નની તૈયારી કરતાં ફાવે માટે રાજાએ તેમને પોતાનું ઉપપ્લવ્ય નામનું શહેર બક્ષિસ આપ્યું. ત્યાંથી

પાંડવોએ પોતે છતા થયાના, તથા અભિમન્યુનાં લગ્ન લીધાના સમાચાર દ્વારકા કહાવ્યા.

દ્વારકામાં શ્રીકૃષ્ણને આ સમાચાર મળતાં જ બહુ આનંદ થયો. અભિમન્યુ તે વેળા એની માતા સુભદ્રા સાથે ત્યાં જ હતો. તેને લઇ જાન જોડી વાજતે ગાજતે સૌ વિરાટદેશમાં આવ્યાં.

ઉત્તરા અને અભિમન્યુનાં લગ્ન ભારે ધામધુમથી શુભ મુહૂર્તમાં કરવામાં આવ્યાં. રાજાએ પહેરામણીમાં પાંડવોને પુષ્કળ ધન અને ગામોની બક્ષિસ કરી. અર્જુન જેવા પરાક્રમી પુરુષના પુત્રરત્નને પોતાની કન્યા આપવાનું ભાગ્ય સાંપડ્યું એ વિચારે વિરાટરાજાનો હરખ માતો નહોતો.

પાંડવો વિરાટનગરમાં ગુપ્ત વેશે રહેવા આવ્યા ત્યારથી તે ઉત્તરા–અભિમન્યુનાં લગ્ન સુધીના કથાપ્રસંગને મૂળ મહાભારતમાં વિરાટપર્વનું નામ આપેલું છે. હવે નવા પર્વનો ભાગ શરૂ થાય છે. મહાભારત રણસંગ્રામની તૈયારીઓને લગતો કથાપ્રસંગ આ પર્વમાં આવે છે, ને તે કારણે એને ઉદ્યોગપર્વ કહેવામાં આવે છે.

અભિમન્યુના લગ્ન પ્રસંગે અનેક દેશના રાજાઓ એકઠા થયા હતા. એ સર્વેને ભેગા કરી વિરાટરાજાએ હવે પાંડવોને એમનું અર્ધું રાજ્ય શી રીતે પાછું મળી શકે તે વાત છેડી. દ્રુપદ, કૃષ્ણ, બળરામ, સાત્યકિ વગેરેએ પાંડવોની

માગણી તદ્દન વ્યાજબી છે, અને અર્ધા રાજ્યના તેઓ સર્વ રીતે હક્કદાર છે એ વાતને ટેકો આપ્યો.

છેવટે શ્રીકૃષ્ણુની સલાહથી એવો તોડ નીકળ્યો કે પાંડવોએ વખત ગુમાવવાને બદલે પોતાના પક્ષના રાજાઓને સમજાવી લડાઈ પ્રસંગે મદદ મેળવવા માટે કહેણુ મોકલવાં, ને બીજી બાજુ દુર્યોધન પાસે દૂતો મોકલી બનતા લગી સલાહસંપથી એ અર્ધું રાજ્ય આપે તો તે મેળવવા માગણી કરવી.

એ મુજબ સલાહ કરી બધા રાજાઓ, કૃષ્ણુ, બળરામ વગેરે પોતપોતાના દેશ તરફ રવાના થયા.

પાંડવો તરફથી તેમના સસરા દ્રુપદે જુદા જુદા રાજાઓ પાસે ચોમેર દૂતો મોકલી તેમની સંમતિ મેળવવા માંડી.

આ બાજુ દુર્યોધનને પણુ ગુપ્તચરો મારફત બધી વાતની ખબર પડી ગઇ હતી. એ પણુ નવરો નહોતો બેઠો. પોતાના પક્ષમાં ભળે એવા સર્વ રાજાઓને ત્યાં મદદ માટે એણુે પણુ વિનંતીપત્રો મોકલાવી દીધાં હતાં.

બીજા બધા રાજાઓનું તો ઠીક, પણુ મહાયુદ્ધમાં સહાય કરવા શ્રીકૃષ્ણુને પણુ આમંત્રણુ પાઠવવું જોઇએ. પાંડવોને એમને માટે દૂત મોકલવો ઠીક ન લાગ્યો, ને અર્જુને જાતે જ તેમને આમંત્રણુ આપવા જવા તૈયારી કરી.

હસ્તિનાપુરમાં દુર્યોધનને આ બાબતની ખબર પડી. શ્રીકૃષ્ણુની સહાય માટે એ પણુ જાતે જ દ્વારકા જવા નીકળ્યો.

ખૂબીની વાત એ બની કે બંને એક જ દિવસે દ્વારકા પહોંચ્યા.

મળસ્કાની વેળા હતી, ને ભગવાન શ્રીકૃષ્ણ સુખ-શય્યામાં મીઠી ઊંઘ લેતા પડયા હતા.

દુર્યોધન અંદર ગયો. એ સ્વભાવે અભિમાની હતો. શ્રીકૃષ્ણના ઓશીકા નજીકના વિરામાસન ઉપર એમની જાગવાની રાહ જોઇને એ બેઠો. બીજી બાજુ અર્જુન સાચો વીર હતો, છતાં મિથ્યા આડંબર એને ગમતો નહોતો. એ ચૂપચૂપ ભગવાનના પગ આગળ બેસી ગયો, ને એમના જાગવાની રાહ જોવા લાગ્યો.

શ્રીકૃષ્ણ જાગ્યા, ને એમની પહેલવહેલી નજર અર્જુન ઉપર પડી. ભગવાને એને આનંદથી આવકાર આપ્યો ને કુશળ સમાચાર પૂછ્યા. પાછળની બાજુ નજર કરી તો દુર્યોધનને પણ જોયો!

બંનેએ શ્રીકૃષ્ણ પાસે સહાયની માગણી કરી.

બંને જણા શ્રીકૃષ્ણના સ્નેહી અને સંબંધી. કોને હા પાડવી ને કોને ના પાડવી?

શ્રીકૃષ્ણે કહ્યું: 'દુર્યોધન, સાંભળો. મારી પાસે એક અર્બુદ જેવડી ઉત્તમ હથિયારોથી સજ્જ થયેલી નારાયણી સેના (લશ્કર) છે. તમારી ઈચ્છામાં આવે તો મારી સેના માગી લો, ને ઇચ્છામાં આવે તો મને એકલાને માગી લો. પણ હું એક વાત કહી દઉં. લડાઇમાં હું હથિયાર ઉપાડીશ નહિ અથવા લડાઈ કરીશ નહિ. હવે એમાંથી તમને જે જોઇએ તે તમારું-માગી લો!'

દુર્યોધન મિથ્યાભિમાની ને મંદ બુદ્ધિનો હતો. એણે ધાર્યું કે લડે નહિ એવા એકલા કૃષ્ણને શું કરવા તેડી જાઉં? એણે નારાયણી સેનાની માગણી કરી. કૃષ્ણે એને નારાયણી સેના આપવાનું વચન આપ્યું.

અર્જુનને બહુ જ આનંદ થયો. એ હરખથી શ્રીકૃષ્ણને ભેટયો, ને બોલ્યો: 'તમે જ્યાં છો ત્યાં સદા વિજય છે. મારે સેના શું કરવી છે?'

મોટા ભાઈ બળરામને દુર્યોધન ઉપર મમતા હતી. એ એમની મદદ મેળવવા ગયો, પણ એમણે કોઈ પણ પક્ષ તરફથી લડવાની ના પાડી દીધી. દુર્યોધન વિદાય થયો.

આ બાજુ ભોજ, વૃષ્ણિ, અન્ધક, દાશાર્હ વગેરે ચુનંદા વીર પુરુષોને સાથે લઈ શ્રીકૃષ્ણ અને અર્જુન ઉપપ્લવ્ય જઇ પહોંચ્યા.

મદ્ર દેશનો રાજા શલ્ય પાંડવોનો મામો થતો હતો. માદ્રીનો એ ભાઇ થાય. પાંડવોને સહાય કરવા માટે પોતાની અપાર સેના લઇને એ નીકળી પડયો, પણ દુર્યોધનને એ વાતની ખબર પડી એટલે એણે કપટ કરી શલ્યની પાસે પોતાના પક્ષમાં રહેવાનું વચન લઇ લીધું. શલ્યે વચન તો આપ્યું પણ એને બહુ દિલગીરી થઇ. એ ઉપપ્લવ્ય જઈ યુધિષ્ઠિરને મળી આવ્યો ને દુર્યોધને કપટ કરી લઇ લીધેલા વચનની વાત કરી.

યુધિષ્ઠિરે કહ્યું: 'હશે મામા. જે થયું તે ખરું. આપ જ્યારે કર્ણ સેનાપતિ થાય તે વેળા એના સારથિ બનજો,

ને તે વેળા એને ખૂબ મહેણાં મારી ઉત્સાહ વગરનો કરી મૂકજો. એટલું થશે તો ય બસ છે.'

શલ્યે એ વાત કબૂલ કરી, ને એ કૌરવ પક્ષમાં જવા વિદાય થયો.

પાંડવ પક્ષમાં પણ જંગી લશ્કર એકઠું થવા લાગ્યું. સાત્યકિ, ચેદીરાજ, શિશુપાલનો પુત્ર ધૃષ્ટકેતુ, જરાસન્ધનો પુત્ર સહદેવ, મહાવીર પાંડ્ય, દ્રુપદ, અને બીજા અનેક રાજા-મહારાજાઓ પોતાનાં જંગી લશ્કરો લઇ પાંડવોના પક્ષમાં જોડાઇ ગયા. પાંડવ પક્ષમાં કુલ સાત અક્ષૌહિણી સેના એકઠી થઈ હતી.

સામી બાજુ કૌરવ પક્ષે પણ તૈયારી કરવામાં કચાશ નહોતી રાખી. ભગદત્ત, ભૂરિશ્રવા, ભોજરાજ, શલ્ય, કૃતવર્મા, સિંધુ દેશનો રાજા જયદ્રથ અને બીજા અનેક રાજાઓ કૌરવ પક્ષમાં પણ આવી પહોંચ્યા. કૌરવ પક્ષમાં લશ્કર અગિયાર અક્ષૌહિણી જેવડું થયું હતું.

દ્રુપદ રાજાએ રિવાજ મુજબ સમાધાન માટે પોતાના પુરોહિતને કૌરવો પાસે હસ્તિનાપુર મોકલ્યો. તેણે ત્યાં જઇ સંધિની માગણી કરી. તેને ભીષ્મે ટેકો આપ્યો, પણ કર્ણ વગેરેએ એને હડધૂત કરી વિદાય કરી દીધો.

ઘરડા ધૃતરાષ્ટ્રને માથે ધર્મસંકટ આવી પડ્યું. એ સમજી ગયા કે હવે કુળનો વિનાશ નજીક છે. કાંઈ કરતાં રસ્તો નીકળે તો કાઢવા એમણે પોતાના વિશ્વાસુ દૂત સંજયને પાંડવો પાસે ઉપપ્લવ્ય મોકલ્યો.

સંજયને પાંડવોએ હરખભેર આવકાર આપ્યો. એની બધી વાત શાંત ચિત્તે સાંભળી લીધી, પણ પોતાના ભાગનું અર્ધું રાજ્ય કરાર પ્રમાણે ન મળે તો યુદ્ધ કર્યા વગર રહેનાર નથી એ ચોખ્ખું સમજાવ્યું.

સંજય હસ્તિનાપુર પાછો ફર્યો, અને પાંડવોના દૃઢ નિશ્ચયની વાત કરી. પાંડવોની જબ્બર તૈયારીની કૌરવોને જાણ કરી, અને જો સમાધાન નહિ થાય તો ભયાનક વિનાશ થશે એ નજરે જોયેલી વિગતો ઉપરથી સ્પષ્ટ સંભળાવ્યું.

ભીષ્મે એક વાર ફરીથી પાંડવોની વતી દલીલો રજૂ કરી. કર્ણે અભિમાનમાં આવી ગમે તેમ બકવા માંડ્યું.

ભીષ્મ ઘુરકીને બોલ્યા: 'ઘમંડી કર્ણ! વિરાટનગરના પાદરે ગાંડીવધારી અર્જુનનાં સણસણતાં બાણ તારા અંગ ઉપર છૂટતાં હતાં ત્યારે તેં કેવી બહાદુરી બતાવી હતી તે સૌને ખબર છે!'

દ્રોણાચાર્ય, મહાત્મા વિદુર વગેરેએ પણ ધૃતરાષ્ટ્રને સલાહ કરવા બહુ રીતે સમજાવ્યું. ધૃતરાષ્ટ્રે દુર્યોધનને અનેક વાર સલાહ કરવા આજીજીઓ કરી, પણ એના ને કૌરવ કુળના માથે કાળ ભમી રહ્યો હતો. એણે કોઈનું કહ્યું ન માન્યું, ને લડવાની વધારે જોરથી તૈયારીઓ કરવા માંડી.

*

## પ્રકરણ ૭ મું:

# શ્રીકૃષ્ણની વિષ્ટિ

**મ**હારાજ યુધિષ્ઠિરે કૃષ્ણ આવ્યા એટલે એમને આદરમાન સાથે એકાંત જગામાં બોલાવ્યા, ને હવે શું કરવું તે પૂછયું.

શ્રીકૃષ્ણે વિચાર કરીને કહ્યું : 'દુર્યોધનના સલાહકારો દુષ્ટ છે. એને માથે મોત ભમે છે. એ જરા પણ ડગવાનો નથી, અને સલાહ કરવાનો નથી એમ મારી તો ખાતરી છે. પણ છતાં એક વાર આખરી પ્રયત્ન કરી જોવો જોઇએ. મને લાગે છે કે તમારી વતી હું જ હસ્તિનાપુર જાઉં, ને બનતો પ્રયત્ન કરી આ મહાભારત યુદ્ધમાં લાખોનો વિનાશ થતો અટકે તો અટકાવવા પ્રયત્ન કરી જોઉં.'

પાંડવોએ હા પાડી. દરેકની રજા લઈ શ્રીકૃષ્ણ હસ્તિનાપુર તરફ જવા નીકળ્યા. માર્ગમાં દ્રૌપદીએ એમને રોક્યા. પોતાના વાળની લટો બતાવી આંસુભરી આંખે ક્રોધથી ગળગળી બની એ બોલી: 'મારા વીર, મારા આ વાળને ન ભૂલજો. પાંડવોની માનીતી પટરાણી, ને ભરતવંશની હું કુળવધૂ. એના વાળ ભરસભામાં ખેંચનાર, અને લાજ લેવા

પ્રયત્ન કરનાર કર્મચંડાળ કૌરવોનાં કાળાં કામો હૈયે બરાબર કોતરી રાખજો !'

કૃષ્ણે દ્રૌપદીને દિલાસો દીધો ને કહ્યું: 'બહેન, જેવી રીતે તું આજ વર્ષોથી સંતાપથી સળગી રહી છે તેથી યે વધુ સંતાપમાં તારી દુર્દશા કરનારની સ્ત્રીઓ જન્મભર સળગવાનાં ચિહ્ન હું જોઈ રહ્યો છું. મને લાગે છે કે હું સલાહની વિષ્ટિ કરવા જાઉં છું, પણ સત્તાના મદથી ચકચૂર ગર્વિષ્ઠ કૌરવો મારાં વચનો જરા યે માનવાના નથી.'

રાજા વિરાટ, દ્રુપદ, અને બીજા વડીલોની સલાહ લઈ શ્રીકૃષ્ણ હસ્તિનાપુર પહોંચ્યા.

શ્રીકૃષ્ણને આવકાર આપવા કૌરવોએ બહુ ભારે ઠાઠમાઠ કર્યો. આખા હસ્તિનાપુર નગરને ઉત્તમ રીતે શણગાર્યું. શ્રીકૃષ્ણના ઉતારા માટે આલીશાન મકાનોને ઉત્તમ પ્રકારની રચનાથી ગોઠવીને તૈયાર કર્યાં. કોઈ પણ ઉપાયે શ્રીકૃષ્ણનું મન પીગળે ને એ કૌરવ પક્ષમાં ભળે એવી દુર્યોધનની ઇચ્છા હતી.

શ્રીકૃષ્ણ વિદુર તથા ફોઈ કુન્તાને મળ્યા બાદ દુર્યોધનના દરબારમાં ગયા. દુર્યોધને એમને ખૂબ માનપાન આપ્યું, ને સોનાના ઊંચા સિંહાસન ઉપર બેસાડયા. એમને સાંજે પોતાને ત્યાં જમવાનું નોતરું દીધું.

શ્રીકૃષ્ણ હસીને બોલ્યા: 'રાજા, હું અહીં પાડવોનો દૂત બનીને આવેલો છું. રાજનીતિશાસ્ત્રનો નિયમ છે કે દૂતો પોતાનું કામ પાર પડયા પછી જ ભોજન લે કે ભેટ સ્વીકારે. આજ હું આપનો મહેમાન નથી.'

શ્રીકૃષ્ણના જવાબથી દુર્યોધન મનમાં ને મનમાં બળી ઊઠયો, પણ બીજું શું કરી શકે? તે રાત્રે શ્રીકૃષ્ણે વિદુરને ત્યાં સાદું ભોજન લીધું.

બીજે દિવસે સવારે હેકડાઠઠ દરબાર ભરાયો. દુર્યોધન અને શકુનિ આદરપૂર્વક શ્રીકૃષ્ણને તેડીને દરબારમાં લાવ્યા. બધાએ ઊભા થઇ એમનું સન્માન કર્યું. મંગળ વાજિંત્રોના મધુર અવાજથી વાતાવરણમાં આનંદ–આનંદ પ્રસરી રહ્યો. શ્રીકૃષ્ણે ધર્મ અને નીતિ અનુસાર કોની માગણી વ્યાજબી છે તેનો નિર્ણય કરવા મોટા મોટા ઋષિમુનિઓ હસ્તિનાપુરમાં હાજર હતા, તેમને પણ સભામાં બોલાવ્યા. શ્રીકૃષ્ણની સાથે આવેલા સાત્યકિ અને કૃતવર્માને પણ શ્રીકૃષ્ણની બાજુમાં જ આસનો આપવામાં આવ્યાં હતાં.

સભામાં સંપૂર્ણ શાંતિ પસરી રહી એટલે પોતાની મૃદુ મંજુલ વાણીથી શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા: 'મહારાજ ધૃતરાષ્ટ્ર, આખા ભારતવર્ષમાં આજ આપનું કુળ ઊંચું ગણાય છે. એ પરમ કીર્તિશાળી કુટુંબમાં અન્યાય અને અધર્મરૂપી રાક્ષસ સડો પેસાડી આખા કુટુંબનો નાશ કરે એવું ન બને માટે હું અહીં આવ્યો છું. આપ ધારો તો નજીકમાં થનાર ભયાનક વિનાશને હજી પણ અટકાવી શકો એમ છો.

'પાંડવોને યુદ્ધ જ જોઇએ છે, એમ નથી. તેઓ શાંતિને ચાહનારા છે; મહારાજ! આપ આપના પુત્રોને શાંત પાડો. એમને અન્યાય ને અધર્મ આચરતા અટકાવો. હું પાંડવોને શાંત કરવાનું માથે લઉં છું. આખરે તો પાંડવો

ને કૌરવો ભાઈઓ જ છે. તેઓ આપસઆપસમાં લડી ભારતવર્ષની પાયમાલી કરે એ આ કુળને કેટલું બધું નીચું જોવડાવનારું છે? એને બદલે પાંડવો ને કૌરવો હળીમળી એકઠા રહે તો એમને આખું જગત જીતવું પણ ભારે પડે એમ નથી.

'મહારાજ, પાંડવો અધર્મને રસ્તે ચાલવા નથી માગતા. એમને અન્યાયનું કશું જોઈતું નથી. એમની આપને એટલી જ વિનંતી છે કે બાલપણમાં તમે જે પ્રેમથી એમને જોતા હતા તે જ પ્રેમથી આજ પણ એમને જુઓ. આપ ન્યાય ને નીતિને માર્ગે ચાલો, અને પાંડવોને એમના હક્કનું અર્ધું રાજ્ય આપી પ્રસન્ન કરો. એમને એ સિવાય બીજું કાંઈ જ જોઈતું નથી. એમને યુદ્ધ કરવાની જરા યે ઇચ્છા નથી. તેઓ પોતાને થયેલું અપમાન પણ ભૂલી જવા તૈયાર છે!'

શ્રીકૃષ્ણની સચોટ મર્મવેધક વાણી સાંભળી આખો દરબાર શાંત બની ગયો. કોઈ બોલે કે ચાલે!

બધાને ચૂપ જોઈને ત્યાં પધારેલા મહર્ષિ નારદ, પરશુરામ, કણ્વ વગેરેએ દુર્યોધનને શ્રીકૃષ્ણની તદ્દન વ્યાજબી સલાહ માનવાને ઘણો સમજાવ્યો, ને કહી શકાય એટલું બધું કહ્યું.

ધૃતરાષ્ટ્ર શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા: 'હે કૃષ્ણ, તમારું કહેવું બરાબર છે. તમારી સલાહ અમારા હિતની છે તે હું સમજું છું, પરંતુ મોટી ઉંમરના પુત્રો આગળ હું પરવશ થઈ પડયો છું. આ દુર્યોધન કોઈનો સમજાવ્યો સમજતો નથી. ભીષ્મ, વિદુર, ગાંધારી, દ્રોણ, કૃપ, સૌએ એને સમ-

જાવવાને થાય એટલી મહેનત કરી જોઈ છે, પણ અભિમાન અને દુષ્ટતાએ એને ઘેર્યો છે. જો તમે કોઇ પણ રીતે એને સમજાવી શકશો તો તમારું અને અમારું સૌનું કલ્યાણ થશે.'

શ્રીકૃષ્ણે દુર્યોધનને મધુર વાણીથી અનેક સચોટ દાખલા દલીલો આપી સુલેહ કરવા સમજાવ્યો. રાજા રાવણ સરખા ત્રણ લોકને જીતનાર પણ મરી ગયા, ને અભિમાન કદી કોઇનો રહ્યો નથી, એ બધું કહી જોયું, પણ પથ્થર ઉપર પાણી!

દુર્યોધન ગુસ્સે થઇ શ્રીકૃષ્ણને કઠોર વચનથી કહેવા લાગ્યો: 'કૃષ્ણ, તમને મદારીવેડા ઠીક આવડે છે! પાંડવોના પક્ષમાં ભરાઇ બેઠા છો, ને મારા હિતેચ્છુ થવાનો ડોળ કયે મોંએ કરો છો? જુગાર રમ્યા ને હાર્યા, એટલે પાંડવોને વનમાં જવું પડ્યું તેમાં આજ મારો શાનો દોષ કાઢવા બેઠા છો? તમે વારંવાર પાંડવોના બળની ડરામણી બતાવી કહેવા શું માગો છો? ક્ષત્રિયપુત્રનો ધર્મ છે કે સમરાંગણમાં ઝઝૂમીને કાં તો મારવું કે મરવું. હું તમને સાફ કહું છું કે અર્ધું રાજ્ય તો બાજુ પર રહ્યું, પાંચ ગામ આપવાની વાત પણ કોરે રહી, અરે, સોયની અણી રહે એટલી જમીન પણ હું પાંડવોને કદી નહિ આપું. તમારા ભરમાવ્યાથી જ વિદુર, મારા પિતા, દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ વગેરે મારી નિંદા કરે છે. તમને આવી મૂર્ખાઇ કરવાનું કોણ કહે છે?'

ભગવાન શ્રીકૃષ્ણને ક્રોધ ચડ્યો. છતાં વખત વિચારી ગમ ખાઈ ગયા ને હસતા હસતા બોલ્યા: 'દુર્યોધન, આ તું નથી

બોલતો પણ તારો કાળ બોલે છે. તેં જુગાર રમવામાં કેવો અધમ કર્યો હતો તે સૌને ખબર છે. તું આજ સૌ કોઈની સલાહને તરછોડે છે એટલે તારું ભલું કદી નહિ થાય. તું ન્યાયનો ઢોંગ કરે છે તે જોઈ મને હસવું આવે છે. બધા અત્યાચારી અને જુલમગારોને ન્યાય ને નીતિની વાતો કરતાં સારી આવડતી હોય છે. રે દંભી ! દ્રૌપદીનું તેં ભરસભામાં અપમાન કર્યું ત્યાં કયો ધર્મ તેં સાચવ્યો હતો !'

શ્રીકૃષ્ણનાં વચનોનો તાપ દુર્યોધનથી જીરવી ન શકાયો. એ ગુસ્સામાં ને ગુસ્સામાં રાજસભા છોડી સૌનું અપમાન કરીને ચાલ્યો ગયો.

એણે પોતાના સાથીદારોની મદદથી શ્રીકૃષ્ણને દરબારમાં જ કેદ કરવાનું કાવતરું રચ્યું !

દરબારમાં બેઠેલા સાત્યકિને આ બાતમી મળી ગઇ. ક્રોધથી કંપતાં એણે તરવાર મ્યાનમાંથી બહાર કાઢી. શ્રીકૃષ્ણે એને શાંત કર્યો ને કહ્યું: ' મહારાજ ધૃતરાષ્ટ્ર, તમારો પુત્ર મને કેદ પકડવા કાવતરાં રચે છે. દૂત હમેશાં નિર્ભય હોય છે, પણ તમારો કુળકલંક પુત્ર આજે ન્યાય ને નીતિ ધોઇ પી બેઠો છે. એની તાકાત નથી કે મારા સામી આંગળી પણ ચીંધી શકે !'

શ્રીકૃષ્ણનું અદ્ભુત તેજ જોઇ સૌ કોઇ થંભી ગયા. દુર્યોધનથી એમના સામી આંગળી પણ ઊંચી ન થઈ શકી. સાત્યકિ અને કૃતવર્માને લઇ કૃષ્ણ બહાર નીકળ્યા, ને રથમાં બેસી હસ્તિનાપુરની બહાર નીકળ્યા.

રસ્તામાં એમને કર્ણ મળ્યો. શ્રીકૃષ્ણે એને પોતાની પાસે બોલાવ્યો. શ્રીકૃષ્ણે એને સમજાવીને કૌરવોનો પક્ષ તજી દઇ પાંડવોને સાથ દેવા સલાહ આપી. દુર્યોધન નર્યો અધર્મી છે. એવા અધર્મીનો આશરો લેવાથી એના વિનાશ સાથે, તારા જેવા પરોપકારી ને ધર્મવીરનો નાશ થશે એ પણ સમજાવ્યું.

કર્ણ બોલ્યો: 'મહારાજ, તમારી સલાહ સાચી છે. મારાં મંદ ભાગ્ય છે કે હું એનો લાભ લઇ નથી શકતો. હું કબૂલ કરું છું કે પાંડવો સજ્જન ને ન્યાયી છે. પાંડવો મારા ભાઈઓ સમાન છે. મેં દુર્યોધનને રાજી કરવા પાંડવોને જે જે કઠોર વચનો કહ્યાં છે તેનો મને એકાંતમાં પસ્તાવો પણ થાય છે. મહારાજ, એ બધું ખરું, પણ હું આજ અણીને પ્રસંગે દુર્યોધનનો પક્ષ કેવી રીતે છોડી શકું? એણે મને આશ્રય આપ્યો, એણે મારો માન મરતબો વધાર્યો, ને આજ એ મારા આધારે તો આટલો આટલો કૂદે છે. મેં એના પક્ષમાં રહેવા પ્રતિજ્ઞા કરેલી છે. હું અન્યાયનો પક્ષ ભલે કરતો હોઇશ, પણ મેં લીધેલી પ્રતિજ્ઞા તોડી, ને સંકટને સમયે મારા આશ્રયદાતાને દગો દીધો એવું લોકો કહે તે મારાથી શી રીતે સહન થાય? હું જાણું છું કે મહાભારત યુદ્ધમાં કૌરવોનો નાશ થવાનો છે. હું પણ લડતાં લડતાં કદાચ મૃત્યુ પામીશ. મોત તો માથે છે જ! ભલે પછી તે ગમે તે રીતે આવે!'

શ્રીકૃષ્ણે જોયું કે કર્ણ કોઇ રીતે માને એમ નથી. છેવટે એમણે છેલ્લો પાસો ફેંકી જોયો: 'વીર કર્ણ! તું પાંડવોના

પક્ષમાં આવે તો જીત મળ્યા બાદ તારો જ રાજ્યાભિષેક કરાવું. તું આખી પૃથ્વીનો ચક્રવર્તી રાજા થઈ શકીશ. બોલ, હજુ પણ હા પાડે છે ?'

કર્ણ દૃઢતાથી બોલ્યો: 'મહારાજ, ત્રણ લોકનું રાજ્ય મળે તો પણ હું જેમના પક્ષમાં રહેલો છું તેમને દગો દઇશ નહિ !'

શ્રીકૃષ્ણને પ્રણામ કરી કર્ણ હસ્તિનાપુર ચાલ્યો ગયો.

*

પ્રકરણ ૮ મું:

## કુંતા ને કર્ણ

શ્રીકૃષ્ણ હસ્તિનાપુરથી વિદાય થયા ને કુંતાના પેટમાં ધ્રાસકો પડયો. કૌરવ–પાંડવોનું યુદ્ધ હવે નક્કી થઈ ચૂક્યું હતું, એમાં જરાપણ શંકા રહી નહોતી. કુંતાનું હૈયું એ બનાવથી આજ ભડભડ સળગી રહ્યું હતું. કર્ણ ખરી રીતે તો કુંતાનો જ પુત્ર હતો. પાંચે પાંડવોની પહેલાં એ જન્મેલો એટલે સૌનો વડીલ. એના જેવા મહાવીર, દાનેશ્વરી, પરાક્રમી ને કોડીલા પુત્રને જોઇને રસ્તે ચાલતી સ્ત્રીનું હૈયું ઠરે, તો પછી એની સાચી જનેતાનું કાળજું થનગની ઊઠે એમાં શી નવાઇ? આજ એ કર્ણ અજ્ઞાનને વશ થઇ કૌરવોને સાથ દઈ રહ્યો છે. યુદ્ધમાં કાં તો પાંડવો એને હાથે હણાય અથવા કર્ણ પાંડવોના હાથે હણાય એ નક્કી જેવું જ હતું. ભાઈના હાથે ભાઇનો વધ! મા કુંતાની ચિંતાનું આ જ મોટું કારણ હતું.

કુંતાએ વિચાર્યું કે કર્ણ કોઇ પણ રીતે દુર્યોધનનો પક્ષ તજી દે તો દુર્યોધન લડાઇ કરવાનીહામ નહિ ભીડે.

આટલા દિવસથી છૂપાવી રાખેલી વાત આજ કર્ણને કહી દેવાથી કાંઇ લાભ થાય એમ છે કે નહિ તે પણ જોઈ લેવું.

સંધ્યા સમયે યમુના નદીને તીરે સુંદર એકાંત જગામાં જઈ કર્ણ સૂર્યભગવાનની એક ચિત્તે પૂજા કરતો હતો. તે વખત સાધ્વી કુંતા કર્ણ પાસે ગયાં.

પૂજા થઈ રહી એટલે કર્ણે કુંતાને જોયાં. નમ્ર ભાવે એમને પ્રણામ કરી કર્ણ બોલ્યો: 'દેવી, અધિરથનો પુત્ર કર્ણ તમને પ્રણામ કરે છે. કહો, કેમ પધારવું થયું છે?'

કુંતા ધીમે અવાજે બોલ્યાં: 'બેટા, તું અધિરથનો પુત્ર નથી, પણ શુદ્ધ ક્ષત્રિયપુત્ર છે. તારી માતા આજ તારી સામે ઊભી છે, ને તારી પાસે એક યાચના કરવા આવી છે.'

કર્ણ ભારે આશ્ચર્યમાં પડી ગયો. એણે પૂછ્યું: 'દેવી, હું આપનો પુત્ર છું એમ શા આધારે કહો છો?'

કુંતા નિશ્વાસ નાખીને બોલ્યાં: 'પુત્ર, મારા કૌમાર જીવનની એ કહાણી આજ આટલે વર્ષે મારે તને કહેવી પડશે. મારા પિતાના મિત્ર ભોજરાજને ત્યાં હું બાલપણમાં રહેતી હતી. એક વાર મહર્ષિ દુર્વાસા ત્યાં પધાર્યા હતા. મેં એમની ભાવપૂર્વક સેવાચાકરી ઉઠાવી, એથી એમને બહુ સંતોષ થયો ને બોલ્યા: 'પુત્રી, તારી સેવાથી મને બહુ આનંદ થયો છે. હું તને એક મંત્ર શીખવાડું છું. એ મંત્ર બોલી તું જે દેવનું આવાહન કરીશ તે દેવ તારી ઉપર પ્રસન્ન થશે, ને તને પુત્ર આપશે.' બેટા, ઋષિ તો ચાલ્યા ગયા, પણ

જુવાનીના એ કાળમાં મને મંત્રનું પારખું કરી જોવાની તાલાવેલી લાગી. તે વેળા બાળબુદ્ધિ એટલે લાંબો વિચાર ન કર્યો, ને મંત્ર ભણી મેં સૂર્યદેવનું આવાહન કર્યું.

'સૂર્યદેવ તરત ત્યાં હાજર થયા. મને બહુ બીક લાગી, ને થરથરતાં થરથરતાં તેમને મેં પાછા જવાની વિનંતી કરી. પણ આવાહન કરીને બોલાવેલા સૂર્યદેવ ઋષિના મંત્રના પ્રભાવથી મારી ઈચ્છા ન છતાં મને પુત્ર થશે એવું વરદાન આપીને વિદાય થયા.

'મારી બીકનું તો પૂછવું જ શું? મને કુમારિકા અવસ્થામાં જ પૂરે માસે છૂપી રીતે પુત્ર પ્રસવ્યો. બેટા કર્ણ, એ પુત્ર તે તું. મારે ન છૂટકે તને તજી દેવો પડયો, ને તારા જન્મની વાત ગુપ્ત રાખવી પડી. આજ તારી આગળ ખરી વાત પ્રગટ કરું છું.'

કર્ણ થોડી વાર બધું સાંભળી રહ્યો, ને બોલ્યો: 'માતા, તમારી વાત સાચી છે. હવે કહો, મારી પાસે આજ શા માટે આવ્યાં છો?'

કુંતા કહે: 'બેટા, મારા પુત્રોમાં તું સૌથી વડીલ છે. તું તેમના પક્ષમાં જા. એમને તારી સંભાળમાં લે. તે પાંચે જણા તારો હુકમ માનશે, ને તારા કહ્યામાં રહેશે. તું એમની સાથે જોડાઈ જઈ ભયંકર યુદ્ધ થતું અટકાવ, અને રાજગાદી સુખેથી ભોગવ. તારી જનેતાની આટલી માગણી સ્વીકાર, તો તારું ભલું થશે.'

કર્ણ બોલ્યો: 'મા, તમે તો મને જન્મ આપીને નદીના જળમાં વહેતો મૂકયો હતો. જો હું ડૂબીને મરી ગયો હોત તો આજ કયાંથી તમે મારી પાસે આવી શકત? આજ

વર્ષોથી તમે હસ્તિનાપુરમાં છો. તમે મારું વારંવાર અપમાન થતું જોયું છે, છતાં મને ક્યારે પુત્ર તરીકે સ્વીકાર્યો છે? આટલા દિવસ લગી તમને હું ક્યારે ય સાંભર્યો હતો? આજ પાંડવો ઉપર આફતની વેળા આવી છે માટે એમના કલ્યાણ માટે તમે મને કૌરવોને તજી દેવાની માગણી કરો છો, પણ મારાથી તે નહિ બની શકે. દુર્યોધનના અનાજ વડે આ દેહ પોષાયો છે. એની મહેરબાની ને ઉદારતાએ હું આજની સ્થિતિએ પહોંચ્યો છું. જેની કૃપાથી હું ક્ષત્રિય પુત્ર છતાં સૂતપુત્ર કહેવાતો હતો તે મટી અંગ દેશનો રાજા બન્યો છું, અને જેણે મારા ઉપર અનેક ઉપકારો કર્યા છે, તે આજ અધર્મને રસ્તે ચાલે છે તે સમજુ છું, છતાં હું એને ક્યે મોંએ છોડી શકું? માટે માતા, મને માફ કરો. બીજી ઇચ્છામાં આવે તે માગણી કરો. આ કામ તો મારાથી નહિ જ બને.'

કુંતાનું મોં દયામણું થઈ ગયું. એમની મહેનત ફોગટ નિવડી. એમની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં.

કર્ણને પણ બહુ લાગી આવ્યું. ગમે તેવી પણ જનેતા! એનો સંતાપ જોઈ કયા સપૂતનું હૈયું ન વલોવાય? કુંતા માતાને આશ્વાસન દેતો કર્ણ બોલ્યો: 'મા, તમારો ફેરો ફોગટ તો નથી જ ગયો. હું તમારી સમક્ષ આજ પ્રતિજ્ઞા કરું છું કે હું યુદ્ધમાં અર્જુન સિવાય એક પણ ભાઈને મારીશ નહિ. માત્ર અર્જુનને હું નહિ છોડું. જો લડાઈમાં અર્જુન મરાશે તો પણ મારા સુદ્ધાં તમારા પાંચ પુત્રો જીવતા રહેશે. જો હું મરીશ તો તમારા પાંચે પુત્રો સલામત છે જ.'

કર્ણને આશીર્વાદ દઇ કુંતા મુકામ પર ગયાં.

પ્રકરણ ૯ મું:

## સમરાંગણમાં

વિરાટદેશમાં શ્રીકૃષ્ણ જઈ પહોંચ્યા. પાંડવોને પોતાની વિષ્ટિ નિષ્ફળ નિવડી છે, અને હવે યુધ્ધ એક જ માર્ગ બાકી રહ્યો છે એ વિગતવાર સમજાવ્યું.

શ્રીકૃષ્ણને કેદ કરવાની હલકાઇ બતાવનાર, અને ન્યાય-સરના અર્ધા રાજ્યને બદલે સોયની અણી જેટલી જમીન પણ ન આપવાની શેખીખોર દુર્યોધનની વાત સાંભળી પાંડવોને રોમેરામ ક્રોધ વ્યાપ્યો. બધાએ મળી યુદ્ધ કરવાનું નક્કી કર્યું.

શ્રીકૃષ્ણની સલાહ મુજબ પાંડવોની સાત અક્ષૌહિણી સેનાના સાત ભાગ પાડી તેના દરેકના સાત સેનાપતિ નીમવામાં આવ્યા. દ્રુપદ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, શિખણ્ડી, સાત્યકિ, ચેકિતાન અને ભીમસેન.

શંખ, ભેરી, નગારાં અને બીજાં યુદ્ધનાં વાજિંત્રો વાગવા લાગ્યાં. હાથી હોકારા દેવા લાગ્યા. ઘોડા હણહણી

ઊઠયા. હથિયારોના ખણખણાટથી વાતાવરણ ગરજી રહ્યું. શૂરા લડવૈયાઓની રણગર્જનાથી ચારે દિશાએ લડાઈ—લડાઇના પોકારો ઊઠયા.

બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન કર્યું. શુભ મુહૂર્ત જોઇ પાંડવ પક્ષની સેનાએ હસ્તિનાપુર તરફ કૂચ શરૂ કરી. આખી સેનાને મોખરે બળવાન ભીમસેન દમામથી ચાલતો હતો. સેનાની મધ્યમાં મહારાજ યુધિષ્ઠિર હતા. લશ્કરની પાછળની બાજુએ હાથમાં ગાંડીવ ધનુષ ધારણ કરીને અર્જુન બેઠો હતો.

હસ્તિનાપુરની નજીક કુરુક્ષેત્રની સમરભૂમિમાં પાંડવોની સેના દડમજલ કૂચ કરતી આવી પહોંચી. સારી સપાટ જગા જોઈ એની માપણી કરી ઝપાટાબંધ રહેવાને માટે તંબૂઓ તાણી દેવામાં આવ્યા. જમીન ઊંચીનીચી હતી તે સરખી કરી દીધી. ઝાડી, જંગલ ને ઝાંખરાં સાફ કરી નાંખ્યાં.

શ્રીકૃષ્ણની સલાહથી પાંડવોએ લડવૈયાઓના આનંદ, વિનોદ અને આરામ માટે સરસ ગોઠવણો કરી હતી. ખાવા પીવા ને ઓઢવા પહેરવાની કોઇને કશી હાડમારી ન પડે એનો પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ઘાયલ થાય એવા સિપાઈઓને માટે દવા કરનાર કુશળ શસ્ત્રવૈદ્યો પણ રાખવામાં આવ્યા હતા. પાસે હિરણ્યવતી નદી વહી રહી હતી, એટલે પીવાના પાણીની પણ કોઇને તકલીફ પડે એમ ન હતું. અસ્રશસ્રોના મોટા ઢગના ઢગ ખડકવામાં આવ્યા હતા.

પાંડવ સેનાપતિઓએ યોગ્ય વ્યવસ્થા થઈ રહ્યા બાદ શંખનાદ કર્યો.

કૌરવોએ એ શંખનાદ સાંભળ્યો. દુર્યોધને પણ પોતાની અગિયાર અક્ષોહિણી સેના તૈયાર કરી હતી. તે લઈ એ પણ રણમેદાનનાં આવીને ગોઠવાઈ ગયો. કૌરવ સેનાના સેનાધિપતિઓ હતા–કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, મદ્રરાજ શલ્ય, સિંધુ દેશનો રાજા જયદ્રથ, સુદક્ષિણ, કૃતવર્મા, અશ્વત્થામા, કર્ણ, ભૂરિશ્રવા, શકુનિ અને બાલ્હીક.

કૌરવ સેનાનો સૌથી વડો સેનાધિપતિ કોણ થાય એની ચટાઘાટ ચાલી. દુર્યોધને ભીષ્મને સેનાના સૂત્રધાર થવા વિનંતી કરી. ભીષ્મને કૌરવો એટલા જ પાંડવો વહાલા હતા, છતાં નછૂટકે ફરજ સમજી કૌરવસેનાનું ઉપરીપણું સ્વીકાર્યું.

પાંડવોએ પોતાની સેનાના સૌથી વડા સેનાધિપતિ તરીકે ધૃષ્ટદ્યુમ્નને નીમ્યો, ને અર્જુને સેનાની રક્ષા કરવાનું કામ માથે લીધું.

કૌરવો તરફથી ઉલૂક નામનો દૂત આવીને પડકાર આપી ગયો કે આવતી કાલે સવારે હોય એટલું જોર કાઢી સામે થઈ જજો !

પાંડવોએ એ પડકાર ઝીલી લીધો.

બીજા દિવસની સવાર પડી. મહાભારતના યુદ્ધના પહેલા દિવસનો સૂર્ય ઊગ્યો. નિત્યકર્મથી પરવારી બંને સેનાઓ સામસામી આવીને કુરુક્ષેત્રની રણભૂમિ ઉપર ખડી થઈ ગઇ:

પાંડવોએ અજ્ઞાતવાસ પૂરો કર્યો, અને મહાભારત યુદ્ધની તૈયારી કરી ત્યાં સુધીના કથાભાગને ઉદ્યોગપર્વનું નામ આપવામાં આવ્યું છે, ને તે અહીં પૂરો થાય છે. આ રીતે આદિ પર્વ, સભા પર્વ, વન પર્વ, વિરાટ પર્વ અને ઉદ્યોગ પર્વ, એમ પાંચ પર્વનો કથાપ્રસંગ આપણે વાંચી ગયા. નવા કથાપ્રસંગને ભીષ્મપર્વનું નામ આપવામાં આવ્યું છે, ને તેમાં એ મહાભારત યુદ્ધના પહેલા દસ દિવસની વાત આવે છે. એ કથાપ્રસંગ હવે આપણે જોઇશું.



## પ્રકરણ ૧૦ મું:

# અર્જુનનો મોહ

કુરુક્ષેત્રની ભૂમિ ઉપર કૌરવ પક્ષ તરફથી ભીષ્મ પિતામહે અવનવો મજબૂત વ્યૂહ રચ્યો હતો. એ વ્યૂહની રચના જોઈને યુધિષ્ઠિર જરા વિચારમાં પડ્યા, પણ અર્જુને છાતી ઠોકીને ખાતરી આપી કે એવા વ્યૂહના મારી આગળ કશા ભાર નથી.

અર્જુને પોતાની સેનાને સૂચી—વ્યૂહના આકારમાં ગોઠવી. જેવી રીતે સોયની અણીવાળો આગળનો ભાગ બહુ બારીક હોય છે, ને કાણુંવાળો ભાગ જરા પખતો હોય છે, એ રીતનો લશ્કરનો વ્યૂહ એણે રચી દીધો. અર્જુનનું આ પરાક્રમ જોઈ ભીષ્મ અને દ્રોણ એનાં મનમાં ને મનમાં વખાણ કરવા લાગ્યા. દુશ્મનનો ઘા પણ સાચો ખેલાડી વખાણ્યા વગર રહેતો નથી.

વ્યૂહરચના થઈ ગયા પછી અર્જુનની વિનંતીથી શ્રીકૃષ્ણે રથને બંને સેનાની વચમાં લાવીને ઊભો રાખ્યો.

પહેલાં અર્જુને પોતાના પક્ષના સર્વે યોદ્ધાઓને ધારી ધારીને જોઈ લીધા. પછી દુશ્મન પક્ષમાંના સર્વ યોદ્ધાઓને નિરખ્યા.

અને એ જોતાં જ એનું હૈયું ભરાઇ આવ્યું. પોતાની જાત ઉપર એને ભારે ધિક્કાર પેદા થયો. રણભૂમિમાં કોણુ કોણુ હતા? દાદા, વડદાદા, મામા, પુત્રો, ભત્રીજાઓ, પૌત્રો, સસરા, મિત્રો, ભાઇઓ, અને બીજાં સગાંવહાલાં! આજે એક બીજાનું લોહી રેડવા સહુ એકઠા થયા હતા! પલક વારમાં ભયાનક લડાઈ થશે ને આમાંના કેટલાયેના કચ્ચરઘાણુ નીકળશે! આ ત્રાસ કેમ સહ્યો જાય?

અર્જુન ગભરાઈ ગયો. એના કપાળ પર પરસેવાનાં ટીપાં બાઝયાં. ભય ને શોકથી એનાં રૂવાટાં ઊભાં થઈ ગયાં.

શ્રીકૃષ્ણે પૂછયું: 'અર્જુન, આ શું? તને શું થાય છે?' અર્જુને મનની બધી ગભરામણુ શ્રીકૃષ્ણુ આગળ પ્રકટ કરી, ને કહ્યું: 'હે મધુસૂદન, હે કૃષ્ણુ, આટલાં બધાં સગાંસંબંધીઓનો નાશ કરી, લોહીની નીકો વહેવડાવી, એ લોહીથી ખરડાયેલું રાજપાટ અમને નથી જોઇતું. હું માર્યો જાઉં, અમારો બધાનો નાશ થાય, તો પણુ હું યુદ્ધ કરી શકીશ નહિ. એક હસ્તિનાપુરનું તો શું, પણુ સ્વર્ગ, પૃથ્વી ને પાતાળ–ત્રણે લોકનું રાજ્ય મળે તો પણુ હું લડાઇ નહિ કરું.'

એમ કહી અર્જુન રથમાં બેસી ગયો!

શ્રીકૃષ્ણુ ખડખડ હસી પડયા. અર્જુનને એમણે ખૂબ વિસ્તારપૂર્વક સાચા ધર્મનો ઉપદેશ કર્યો. ભગવાન શ્રીકૃષ્ણુની

એ દિવ્ય વાણી 'શ્રીમદ્ ભગવદ્‌ગીતા' ને નામે આખી દુનિયામાં પ્રસિદ્ધ છે. જગતના સૌથી ઉત્તમ પુસ્તકોમાં એ ગીતાજીની ગણતરી થાય છે. યૂરોપ, અમેરિકા અને બીજા ઘણા દેશોનાં માણસો ગીતાના ગાનાર મહારાજ શ્રીકૃષ્ણચંદ્રની એ અમર વાણીને આજ પણ વાંચી નવી પ્રેરણા મેળવે છે. મહાત્મા ગાંધીજી, લોકમાન્ય ટિળક અને બીજા જાણીતા બડવીર યોદ્ધાઓને ગીતાજીએ ખૂબ પ્રેરણા આપી છે. કરોડો હિંદુઓ ભારે ભક્તિભાવપૂર્વક એ કિંમતી ગ્રંથ દરરોજ આજ હજારો વર્ષથી વાંચતા આવ્યા છે.

આપણી આ નાનકડી ચોપડીમાં એ અમર વાણીનો સાર રજૂ કરવા જેટલી પણ જગા મળવી મુશ્કેલ છે.

શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'અર્જુન, અનાર્ય લોકોની જેમ તને આજ આવો મોહ થઈ આવ્યો તે બહુ નવાઈ જેવું છે. તું માને છે કે હું જ બધું કરું છું, હું મારીશ તો જ બધા મરશે; પણ તેમાં તારી ભૂલ છે. ખરી વાત તો એ છે કે આત્મા તો સદા ય અમર છે. એ કદી નાશ પામતો નથી. નાશ તો માત્ર આ શરીરનો થાય છે. અને શરીરના નાશ માટે જ્ઞાની પુરુષો કદી શોક કરતા નથી.

'અર્જુન, તું એમ માને છે કે હું બધું કરું છું પણ તે તારી મિથ્યા ભ્રમણા છે. તું મને હજુ ઓળખી શક્યો નથી. જાણી લે કે જ્યારે જ્યારે ધર્મનો નાશ થવાનો પ્રસંગ આવે છે, અને અધર્મ, અત્યાચાર અને જુલમથી પૃથ્વી પીડાય છે ત્યારે હું સંત પુરુષોનું રક્ષણ કરવા અને અધર્મી અને અત્યાચારીઓનો નાશ કરવા યુગે-યુગે અવતરું છું.

આ બધાને મેં તો મારી જ રાખેલા છે. તું તારો ક્ષત્રિય ધર્મ બજાવ, અને યુદ્ધ કર. દરેક માણસે કર્મ કરવું એ તેની પવિત્ર ફરજ છે. કર્મના ફળની કદી આશા ન રાખવી.

'અને તું શા માટે ડરે છે? મારું સાચું સ્વરૂપ તું સમજી લે, ને મને ઓળખી લે, એટલે તને ભય જેવું રહેશે જ નહિ. તું મારામાં શ્રદ્ધા રાખ અને મારો ભક્ત બની મારું કહ્યું કર. એમાં નક્કી તારું કલ્યાણ થશે.

'આ લડાઇમાં તું હારીશ ને નાશ પામીશ તો તને સ્વર્ગમાં રાજ્ય મળશે. જીતીશ તો ભાઇઓ સાથે પૃથ્વીને ભોગવીશ, માટે ગભરા નહિ ને યુદ્ધ કર. કહે, હવે પણ તારો મોહ નાશ પામ્યો કે નહિ?'

અર્જુન હાથ જોડીને બોલ્યો: 'હે કેશવ! હે ભગવાન! આપની કૃપાથી મારા મોહનો નાશ થયો છે. હવે હું પૂર્ણ ઉમંગથી તમારા કહેવા મુજબ યુદ્ધ કરીશ.

*

## પ્રકરણ ૧૧ મું

# પહેલા દિવસનું યુદ્ધ—પાંડવોની હાર !

અર્જુને ગાંડીવ હાથમાં લઈ યુદ્ધની આજ્ઞા આપી કે તરત ધર્મરાજ યુધિષ્ટિર કૌરવસેનામાં પેઠા અને ભીષ્મ, ગુરુ દ્રોણુ, આચાર્ય કૃપ અને મામા શલ્યને પ્રણામ કરી એમનો યુદ્ધ કરવા માટે આશીર્વાદ માગ્યો.

યુધિષ્ટિરનો વિનય જોઈ ભીષ્મ, દ્રોણાચાર્ય વગેરે ગળગળા બની ગયા. ભીષ્મે કહ્યું: 'યુધિષ્ઠિર, બેટા, તારા વિનયથી હું બહુ રાજી થયો છું, જાઓ, ફતેહ કરો!'

બંને સેનાની વચમાં આવી યુધિષ્ટિરે જોરથી કહ્યું, 'હજુ પણ બંને સેનામાંથી કોઇને નીકળી જઈ સામી બાજુ જવું હોય તો છૂટ છે. હવે યુદ્ધ શરૂ થવાની તૈયારી છે.'

કૌરવ પક્ષમાંથી યુયુત્સુ બહાર આવ્યો ને બોલ્યો: 'ન્યાય અને નીતિ જેના પક્ષમાં હોય તેનો જ જય થશે.

કૌરવોએ અધર્મને પોતાનો ભેરુ બનાવ્યો છે. એમનો નાશ નક્કી છે. હું ન્યાય ને ધર્મના પક્ષે જ રહેવા માગું છું, એટલે અધર્મી કૌરવોનો પક્ષ છોડી મારી રાજીખુશીથી પાંડવ પક્ષમાં આવું છું.'

યુયુત્સુને આવેલો જોઇ પાંડવસેનાએ હર્ષના પોકારો કર્યા.

હવે યુદ્ધ શરૂ થયું. બંને પક્ષોએ રણદુંદુભિની ગર્જનાઓ કરી મૂકી. સામસામા બાણોના વરસાદ વરસવા લાગ્યા. ભીષ્મ અને અર્જુન સામસામા આવી ગયા, ને એકમેક ઉપર બાણોની ઝડીઓ વરસાવવા લાગ્યા. વીરોના હાકોટા અને ઘાયલ થયેલા યોદ્ધાઓની દર્દભરી ચીસોથી રણમેદાનમાં વિચિત્ર પ્રકારનો કોલાહલ મચી રહ્યો.

એક બાજુ ભીમ અને દુર્યોધન લડવા લાગ્યા, બીજી બાજુ યુધિષ્ઠિર અને શલ્યરાજે એક બીજા સામે મોરચા માંડયા. ત્રીજી બાજુ નકુલ દુઃશાસન સામે ઝૂઝવા લાગ્યો. ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સામે દાંત કચકચાવીને લડવા લાગ્યો.

એ રીતે એકમેકની જોડી બની વીરો લડવા લાગ્યા. રથવાળાઓ સાથે રથવાળા યુદ્ધ કરતા હતા. પગપાળા સેનાનીઓ સાથે પાયદળ લશ્કરના સૈનિકો લડતા હતા. ઘોડેસવારોની સામે ઘોડેસવારો યુદ્ધ કરતા હતા. ચારે બાજુ ઘનઘોર સંગ્રામ મચ્યો. 'મારો ! કાપો !' ના પોકારોથી ધરણી ધમધમી રહી. ભાઈ સાથે ભાઈ, ગુરુ સાથે શિષ્ય, દાદા સાથે પૌત્ર, ભાઈબંધ સાથે ભાઈબંધ, એમ જેને જેમ ફાવ્યું તેમ સામા પક્ષ જોડે આજુબાજુનો બધો સંબંધ વિસારી લડવા મંડયા.

કેટલાયે સિપાઈઓ મદમસ્ત હાથીઓના પગ તળે કચરાઈને પીલાઈ ગયા, કેટલાયે તલવારના ઝાટકાએ હણાયા, કેટલાયે ગદાના મારથી ઢગલો થઈને પડ્યા.

દુર્મુખ, કૃતવર્મા, કૃપાચાર્ય, શલ્ય ને વિવિંશતિ, એટલા જણ ભીષ્મને પડખે રહી એમનું રક્ષણ કરતા હતા. ભીષ્મ ક્રોધ કરીને બાણો છોડતા, ને પાંડવસેનામાં બૂમેબૂમ પડાવતા.

પોતાનો પક્ષ ઉત્સાહ વગરનો થતો જોઇ બાલવીર અભિમન્યુ ભીષ્મને પડકારતો સામો આવ્યો. એણે દુર્મુખના રથની ધજા કાપી નાખી એના સારથિને ઠાર કર્યો. ભલ્લ નામનું એક બાણ ચડાવી કૃપાચાર્યનું ધનુષ કાપી નાખ્યું. અભિમન્યુએ કૃતવર્માને એક, શલ્યને પાંચ અને ભીષ્મ પિતામહને નવ બાણ મારી ઘાયલ કર્યા. આ નાનકડા લડવૈયાનું અપાર પરાક્રમ જોઇ ભીષ્મે 'સાબાશ, દીકરા!' કહી એને ધન્યવાદ આપ્યો.

એ રીતે સાંજ લગી જબ્બર લડાઇ ચાલી. રાજા વિરાટના પુત્ર ઉત્તરે હાથી ઉપર બેસી શલ્ય સાથે યુદ્ધ કર્યું. શલ્યના રથના ચારે ઘોડા હાથીએ પગ તળે કચરી નાખ્યા. શલ્યે ક્રોધમાં આવી એક બળવાન શક્તિ ઉત્તરની છાતીમાં મારી એને માર્યો, ને હાથીની સૂંઢ તલવાર વતી કાપી નાખી.

ઉત્તરને હણાયલો જોઇ એના નાના ભાઇ શંખે શલ્ય ઉપર હલ્લો કર્યો. એને ઘેરવા ભીષ્મ જાતે આવ્યા, ત્યાં બીજી બાજુથી અર્જુને આવી શંખને બચાવી લીધો.

જેમ જેમ સૂરજ નમતો ગયો તેમતેમ ભીષ્મે ભયાનક રૂપ ધારણ કર્યું. પાંડવસેના ઉપર અપાર બાણોનો વરસાદ વરસાવી અનેકને સ્વધામ પહોંચાડી દીધા. પાંડવ પક્ષના મહારથીઓ ભારે વેગથી લડતા હતા છતાં, ભીષ્મનો ધસારો એટલો હતો કે એમને પહોંચી વળવાનું કામ બહુ મુશ્કેલ નીવડયું. ભીષ્મની સામે થવું બહુ કપરું થઈ પડયું.

જોતજોતામાં સૂર્ય આથમી ગયો. અંધકારના ઓળા ધરતી ઉપર ઊતર્યા. સામસામે દેખાય એવું ન રહ્યું એટલે બંને સેનાઓ પોતપોતના તંબૂઓમાં ગઈ. પાંડવ સૈન્યમાં દિલગીરી ફેલાઈ ગઈ. કૌરવોની જીત થઈ હતી અને પાંડવો હાર્યા હતા. !

દુર્યોધનનો આનંદ આજ માતો નહતો. પોતાના પક્ષનાં માણસોમાં ચારે બાજુ ઘુમી વળી એણે આખા સૈન્યને ભારે શાબાશી આપી.

*

## પ્રકરણ ૧૨ મું:

# ભીષ્મનું પરાક્રમ

**બી**જા દિવસની સવાર પડી, ને પાછું ઘનઘોર યુદ્ધ શરૂ થયું: પાંડવો તરફથી આજે સેનાનાયક ધૃષ્ટદ્યુમ્ને ક્રૌંચાયન નામનો વ્યૂહ રચ્યો હતો. એની સામે પોતાના લશ્કરની વ્યુર-રચના કરી ભીષ્મે ધસારો કર્યો.

અર્જુન સામો આવ્યો. ભીસ્મ અને અર્જુનનું દારુણ યુદ્ધ માચ્યું. ધૃષ્ટદ્યુમ્ને પણ અંદર ઝુકાવ્યું. સૈનિકો ટપોટપ ઘવાઈને તે મરણ પામીને જમીન પર પડવા લાગ્યા. એકલા ભીમસેને જ આજ કલિંગ દેશના શક્રદેવ, ભાનુમાન, શ્રુતાયુ, સત્ય, સત્યદેવ, અને કેતુમાન નામના વીર લડવૈયાઓને ધૂળ ચાટતા કરી દીધા. અભિમન્યુએ દુર્યોધનના પુત્ર લક્ષ્મણને લડાઈમાં ભારે હાર ખવડાવી નસાડી મૂકયો.

એમ ને એમ સાંજ પડવાની વેળા થવા આવી. ગઈ કાલની હારને લીધે દાઝે ભરાયલા અર્જુને આજે એટલા વેગથી બાણોનો વરસાદ વરસાવવા માંડયો હતો કે કૌરવો



અર્જુને ગાંડીવ ધનુષ ઉપર પર્જન્યાસ્ત્ર બાણ ચડાવી...માર્યું.

—પાન ૧૫૮

સેનામાં હાહાકાર ફેલાઇ રહ્યો હતો. વનરાજ ઘેટાંનાં ટોળામાં તૂટી પડે ને જેમ ઘેટાં નાસી જાય તેમ વીરવર અર્જુનનાં હથિયારોના મારા આગળ કૌરવસેના છિન્નભિન્ન થઇ પલાયન કરી ગઈ.

પોતાની સેનાનો નાશ થતો જોઇ ભીષ્મે સાંજ પડી એટલે યુદ્ધ બંધ કરાવ્યું. આજની લડાઇમાં પાંડવોની જીત થઈ. પાંડવસેના આજ ભારે આનંદમાં આવી ગઈ. અદેખા દુર્યોધનનું મોં શ્યામ બની ગયું.

ત્રીજા દિવસની સવાર થઈ, ને પાછું યુદ્ધ શરૂ થયું. આજ ભીષ્મે ગરુડવ્યૂહની રચના કરી હતી, અને તેની સામે અર્જુને અર્ધચન્દ્રાકાર વ્યૂહની રચના કરી હતી. આજે પણ અર્જુને ચારે બાજુ બાણોનો ભયંકર મારો ચલાવી કૌરવસેનામાં હાહાકાર વરતાવી દીધો. એક બાણ તો દુર્યોધનની છાતીમાં એટલા જોરથી ખુંપી ગયું કે તે મૂર્છા ખાઇને ઢળી પડચો.

અર્જુન કેર વર્તાવી રહ્યો હતો તે જોઈ ભીષ્મને બહુ રીસ ચડી. એમણે વેગથી પાંડવસેના ઉપર હલ્લો કર્યો. ભીષ્મનો ધસારો એટલો જબરો હતો કે પાંડવસેના ખળભળી ઊઠી. ઉપરાછાપરી બાણોનો વરસાદ વરસાવી ભીષ્મપિતામહે અર્જુનને પણ ગભરાવી મૂકચો. એ ઠંડો પડી ગયો.

અર્જુન ઢીલો પડચો એ તકનો લાભ લઇ ભીષ્મે વળી અનેકગણા વેગથી ધસારો કર્યો. આ ધસારો એટલો સખત હતો કે આંખના પલકારા જેટલા સમયમાં તો પાંડવ-પક્ષના મહા બળવાન વીરો ટપોટપ જમીન ઉપર ગુડહાં

બનીને પડવા લાગ્યા. આખી પાંડવસેનામાં ભીષ્મે આજ તો કાળો કેર વરતાવી દીધો. જો આમ ને આમ સાંજ લગી ચાલે તો પાંડવો કાલે કૌરવો સામે લડી શકે કે કેમ એ સવાલ ઊભો થયો.

જીતેલી બાજી આમ અર્જુન હારી જતો જોઈ શ્રીકૃષ્ણને બહુ ક્રોધ ચડ્યો. એમણે કરડાકીથી અર્જુન સામે જોયું, પણ આજ અર્જુન ભીષ્મના અપાર પરાક્રમથી મોહ પામીને ઠંડો પડી ગયો હતો. શ્રીકૃષ્ણની ઇસારતથી પણ એને ચાનક ન ચડી.

શ્રીકૃષ્ણ સમજી ગયા કે આ અવસર કટોકટીનો છે. મહાભારતના યુદ્ધમાં પોતે હથિયાર નહિ લે એવી પ્રતિજ્ઞા કરેલી એ વાતને કોરે રાખી તે રથ ઉપરથી નીચે ઊતર્યા. એક રથનું પૈડું કાઢી એને ચક્રની માફક ઘુમાવી લાલચોળ આંખો કરી એ કૌરવસેના તરફ ધસ્યા. પ્રલયકાળ જેવી ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિ જોઇ કૌરવસૈનિકો ગભરાઇ ઊઠયા. હમણાં બધાનો અંત આવશે કે શું એવી સૌને બીક પેઠી.

શ્રીકૃષ્ણ ભીષ્મ તરફ ધસ્યા. ભીષ્મે જરા પણ ન ગભરાતાં હાથ જોડીને કહ્યું: 'મહારાજ, યુદ્ધમાં આપનું પારખું કરવું હતું, તે આજે કરી લીધું. આપે આપની પ્રતિજ્ઞાને ઘોળી પીધી તેની આજે જગતને જાણ થઇ. હવે આ ઉંમરે રણમેદાનમાં સાક્ષાત શ્રીકૃષ્ણને હાથે મારું મોત થવાનું હોય તો તેથી વધારે રૂડો લહાવો મને બીજો કયો મળ-

વાનો હતો. દેવ ! ચાલ્યા આવો, ને અધર્મનો પક્ષ લઈ યુદ્ધ કરનાર આ દેહ ઉપરથી માથું ઉતારી લો ! '

શ્રીકૃષ્ણ શરમીંદા બની ગયા. એમણે રથનું પૈડું ફેંકી દીધું. અર્જુને પણ એમને શાંત પડવા વિનંતી કરી. અર્જુનને શ્રીકૃષ્ણે બહુ સખત ઠપકો આપ્યો. લડાઈમાં આ ગુરૂ ને આ દાદા, એમ સગપણ શોધવા બેસીએ તો આપણી ફરજ ચૂકયા ગણાઈએ, એ વાત એના મન પર ફરીથી બરાબર ઠસાવી. અર્જુને શ્રીકૃષ્ણની સલાહ માથે ચડાવી, ને પાછો ખરેખરો ઉત્સાહમાં આવી યુદ્ધ કરવા લાગ્યો.

અર્જુને આ વખતે કૌરવસેનામાં પાછો કેર વરતાવી દીધો. સાંજ પડી તે વેળા કૌરવોના લશ્કરમાં જબ્બર ભંગાણ પડ્યું હતું, ને પાંડવો જીત્યા હતા.

ચોથા દિવસે વળી પાછી જંગી લડાઈ શરૂ થઈ. ભીષ્મપિતામહે અર્જુનની સામે ધસારો કર્યો. શલ્ય રાજાએ બીજા પાંચ મહારથીઓ લઈ વીર અભિમન્યુની સામે હલ્લો મચાવ્યો. આજની લડાઈમાં દુર્યોધનનો પુત્ર દમનક અને સંમની, બંને માર્યા ગયા. દુર્યોધને ભીમસેન સામે મોરચા માંડયા ને એક બાણુથી એને સખત ઘાયલ કર્યો. અભિમન્યુએ ક્રોધમાં આવી બાણના વરસાદથી દુર્યોધનને ઢાંકી દીધો. ભીમને કળ વળી એટલે એણે દુર્યોધનને તાકીને આઠ બાણુ માર્યાં, ને શલ્યરાજને પચીસ બાણો માર્યાં. શલ્યરાજ તો ત્યાંથી ભાગી જ ગયો !

ભીમસેનનું અદ્ભુત પરાક્રમ જોઈ દુર્યોધનના ચૌદ ભાઈઓ એની ઉપર તૂડી પડયા. ભીમે સાતને ઠાર કર્યા ને

બીજા સાત નાસી ગયા ! ભીમસેને કેર વરતાવેલો જોઇ ભગદત્ત એની ઉપર ધસ્યો, ને ભીમને મૂર્છા પમાડી.

ભીમના પુત્ર ઘટોત્કચે આ જોયું, ને એણે એટલા વેગથી કૌરવસેના ઉપર ધસારો કર્યો કે કૌરવો તોબા–તોબા પોકારી ઊઠયા. એટલામાં સાંજ પડી એટલે ભીમે લડાઇ બંધ રખાવી.

પાંચમા દિવસે પાંડવોએ પોતાની સેનાની 'શ્યેનવ્યૂહ'-ની રચના કરી, અને કૌરવોએ એની સામે 'મકરવ્યૂહ'ની રચના કરી. લડાઇ પૂર જોરમાં ચાલી ને પાછી લોહીની નીકો વહેવી શરૂ થઇ. આજે સાત્યકિ કૌરવોને હાથે કેદ પકડાયો, પણ ભીમે ભારે પરાક્રમ કરી એને છોડાવ્યો. આજની લડાઇમાં શિખંડી, અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્રો, વગેરેએ અપાર પરાક્રમ દર્શાવ્યું હતું. સાત્યકિના દસે પુત્રો આજના ઘમસાણુમાં ખપી ગયા. એકલા અર્જુને આજે રીસે ભરાઇ પચીસ હજાર કૌરવ મહારથીઓને ઠાર કર્યા. એટલામાં સાંજ પડવા આવી ને પાંડવપક્ષે હર્ષની કીકિયારીઓ કરતાં લડાઇ બંધ કરી.

છઠ્ઠા દિવસની લડાઇમાં ધૃષ્ટદ્યુમ્ને અને ભીમસેને ભારે પરાક્રમ કરી બતાવ્યું. ભીમસેન તો ગદા લઇને કૌરવ-સેનામાં કાળની માફક ઘુમી વળ્યો. સેંકડો પાયદળ સિપાઇઓની ખોપરીઓ એણે તોડી નાખી. કાંઇક હાથીસવારોને જમીન પર સુવાડી દીધા. ભીમસેને આજે ગજબ કરી દીધેલો જોઈ ક્રોધે ભરાઈને દ્રોણે પાંડવસેનામાં ભારે ત્રાસ વરતાવ્યો. એટલામાં સાંજ પડી ને લડાઇ બંધ થઇ.

સાતમા દિવસની સવાર પડી ને પાછાં મહાયુદ્ધનાં મંડાણ શરૂ થયાં. આજે ભીષ્મે 'મંડલવ્યૂહ'ની રચના કરી હતી, જ્યારે પાંડવોએ 'વજ્રવ્યૂહ'ની રચના કરી જંગમાં ઝૂકાવ્યું હતું. દ્રોણે આજે એટલો બધો સપાટો લગાવ્યો કે દ્રુપદ રાજાનો પુત્ર લડાઈમાં માર્યો ગયો, ને વિરાટરાજાથી દ્રોણનો મારો ન સહેવાયાથી એ પાછા હઠી ગયા. આજે અશ્વત્થામાએ શિખંડીને હરાવ્યો. ધૃષ્ટદ્યુમ્ને દુર્યોધનને હરાવ્યો. નકુળ અને સહદેવે મામા શલ્યને હરાવ્યા, યુધિષ્ટિરે કૌરવ પક્ષના શ્રુતાયુને હાર ખવડાવી, અને આખરે ભીષ્મે યુધિષ્ઠિરને હાર ખવડાવી. એટલામાં સાંજ પડી ને લડાઇ બંધ થઇ.

આઠમા દિવસની લડાઈમાં ભીમને હાથે કૌરવ પક્ષના સુનામ, પાંડય, આદિત્ય, કેતુ, મહોદર, બહલાશી, કંડવીર, અને વિશાલાક્ષ નામના દુર્યોધનના આઠ ભાઈઓ માર્યા ગયા. અર્જુનનો નાગકન્યાથી ઉત્પન્ન થયેલો વીર પુત્ર ઈરાવન (ઈલિવાહન) પણ અનેક અદ્દભુત પરાક્રમો કરી આજે મરણ પામ્યો હતો. મરતાં મરતાં પણ એ વીર કુમારે શકુનિના છ પુત્રોને ઠાર કર્યા હતા.

કૌરવપક્ષની દશા દિવસે દિવસે બહુ નબળી થતી જતી હતી. દુર્યોધન ભીષ્મની પાસે પહોંચ્યો ને રોદણાં રડવા લાગ્યો.

ભીષ્મને ખોટું લાગ્યું. આટઆટલી મહેનત છતાં દુર્યોધનના લક્ષમાં વાત નથી આવતી! આખરે એમણે દુર્યોધનને શાંત કર્યો, ને કહ્યું: 'બેટા દુર્યોધન, કાલના રણ-સંગ્રામમાં મારી સર્વ શક્તિ વાપરી હું એવું ભયંકર યુદ્ધ મચાવીશ કે આખા જગતમાં એની જાણ થશે.'

દુર્યોધન હરખાતો હરખાતો પાછો વળ્યો.

અને સાચોસાચ, નવમા દિવસના યુદ્ધની વાત વર્ણવી જાય એમ નથી. આજે ભીષ્મે 'સર્વતોભદ્રવ્યૂહ'ની રચના કરી હતી, ને યુધિષ્ઠિરે એની સામે 'મહાવ્યૂહ'ની રચના કરી હતી.

યુદ્ધ શરૂ થતાં જ અભિમન્યુ એટલા જોરથી કૌરવ-સેના ઉપર તૂટી પડયો કે એણે બધાને ત્રાહિ–ત્રાહિ પોકરાવી દીધી!

ભીષ્મે અભિમન્યુ ઉપર ધસારો કર્યો. અર્જુને વચમાં જ તેમને અટકાવીને પડકાર્યા. ગઈ કાલની પ્રતિજ્ઞા હૈયે લાવી ભીષ્મપિતામહે આજે પાંડવસેનાનો મહા ભયંકર સંહાર કરવા માંડયો. ટપો–ટપ પાંડવ પક્ષના હજારો યોદ્ધાઓ રણમાં રગદોળાવા લાગ્યા. અર્જુને ભીષ્મને ડારવાને આકાશપાતાળ એક કર્યાં, પણ આજે એનું કાંઈ ન ચાલ્યું. સાંજ પડતા લગીમાં પાંડવસેનામાં ભીષ્મે એટલો ભયાનક હાહાકાર ફેલાવી દીધો કે પાંડવપક્ષમાં ચારે બાજુ શોકનાં મોજાં ફરી વળ્યાં.

રાતની શાંતિમાં પણ આજે પાંડવોના ચિત્તને શાંતિ નહોતી. જો આજની માફક આવતી કાલે પણ ભીષ્મ પાંડવપક્ષમાં સંહાર મચાવે તો પછી શું થાય એની કલ્પના કરવી મુશ્કેલ હતી. ભીષ્મપિતામહ શી રીતે હારે એ વાત આજની રાતમાં જાણવી જ જોઇએ, નહિ તો કાલે શું થશે એ કહી શકાય એમ નથી, એમ બધાએ અભિ-પ્રાય આપ્યો.

*

પ્રકરણ ૧૩ મું :

## બાણનું બિછાનું

તેજ દિવસે રાતે દ્રૌપદીને લઇને પાંચે પાંડવો અને શ્રીકૃષ્ણ કૌરવ–છાવણીમાં જઈ ભીષ્મપિતામહના તંબૂમાં પેઠા. પાછલી રાત ચાલતી હતી અને ભીષ્મ વહેલા ઊઠી સ્નાન-સંધ્યા કરતા બેઠા હતા.

પાંડવો અને શ્રીકૃષ્ણ તથા દ્રૌપદીને આવતાં જોઇ ભીષ્મ બહુ રાજી થયા. બધાને આશીર્વાદ દીધો.

દ્રૌપદીને પૂછ્યું: 'બેટા, કેમ આવી ? શી ઇચ્છા છે ? '

દ્રૌપદી નમન કરતી બોલી: 'દાદા, મને અખંડ સૌભાગ્ય આપો. પાંડવો તમે જીવતા રાખો તો જ રહેવાના છે.'

ભીષ્મે આશીર્વાદ દીધો ને કહ્યું: " કૃષ્ણા, જા, તારો ચાંલ્લોચૂડો અખંડ રહેશે. યુધિષ્ઠિર, કહો, તમે કેમ આવ્યા છો ? '

યુધિષ્ઠિર હાથ જોડીને બોલ્યાઃ 'દાદા, લડાઇમાં આપને શી રીતે જીતી શકાય એ જાણવાની ઇચ્છા છે. છોરું કછોરું થાય છે—માવતર કમાવતર નથી થતાં. જો યોગ્ય લાગે તો ઉપાય બતાવો.'

ભીષ્મે રાજી થઇને કહ્યું: 'વત્સ, મારા હાથમાં જ્યાં લગી હથિયાર છે ત્યાં લગી તમારી જીત થવાનો સંભવ નથી. પણ હવે મારું મન આ રોજની કાપાકાપીથી દુનિયા ઉપરથી ઊઠી ગયું છે. હું જાણું છું કે હું અધર્મ ને અન્યાયનો વાવટો ફરકતો રાખવા લડાઇ કરું છું. તમે ન્યાય ને નીતિને માર્ગે ચાલનારા છો, એટલે તમને સાચો રસ્તો ખુશીથી બતાવીશ. હું લડતી વેળા જ તમારો દુશ્મન છું પછી તો તમે મારા પૌત્રો, ને હું તમારો દાદો છું. તમારા લશ્કરમાં દ્રુપદનો પુત્ર શિખંડી છે. એ પૂર્વજન્મમાં સ્ત્રી હતો. એણે મહાદેવજીની તપશ્ચર્યા કરી મને મારવાનું વરદાન મેળવેલું છે. મેં પ્રતિજ્ઞા કરી છે કે એની સાથે હું યુદ્ધ નહિ કરું. એ મારી સામે આવશે એટલે હું હથિયાર હેઠાં મૂકી દઇશ. એ લાગ સાધી તમે મારો વધ કરજો.'

ભીષ્મની વિદાય લઇ સૌ પાછા ફર્યા. ભીષ્મની અપાર દયા ને સ્નેહથી અર્જુનની આંખમાં આંસુ આવી ગયાં.

દસમા દિવસના યુદ્ધની શરૂઆત થતાં જ ભીષ્મે પાછો પાંડવસેનામાં કેર વર્તાવવા માંડયો. એકલા ભીષ્મે આજે પાંડવ સેનાના દસહજાર હાથીસવારો, દસહજાર ઘોડેસવારો, અને એક લાખ પાયદળ સિપાઇઓને મારીને મુડદાં બનાવી

દીધાં! પાંડવપક્ષ કાળી ચીસ નાખીને આ ઘોર સંહાર જોઈ રહ્યો.

ગઇ કાલની ગોઠવણુ પ્રમાણે શિખંડી ભીષ્મની સામે ધસ્યો. એને જોતાં જ ભીષ્મે ડોકું આડું ફેરવી લીધું, ને આજુએ ફરી હથિયારનો મારો ચલાવી પાંડવસૈન્યનો કચ્ચરઘાણુ વાળવા માંડયો. અર્જુને શિખંડીની પાછળ આડમાં છૂપાઇ ભીષ્મ પર બાણુનો મારો ચલાવ્યો. શિખંડી ને અર્જુન, બંનેના મારથી ભીષ્મનું શરીર ચાળણી જેવું બની ગયું. વસંત ઋતુમાં ખાખરા પર ખીલેલા કેશુડાની માફક લોહીની લાલમલાલ રેલછેલથી એ વૃદ્ધ મહારથી શોભવા લાગ્યા. સાંજ પડવાની તૈયારી થઈ ત્યાં લગીમાં તો ભીષ્મ રથમાંથી જમીન ઉપર લથડી પડયા.

ભીષ્મ પડયાની વાત સાંભળતાં જ આખી કૌરવ-સેનામાં ભારે હાહાકાર મચી ગયો. પાંડવસેનાએ હરખની કીકિયારીઓ કરી રણુમેદાન ગજાવી મૂકયું. લડાઈ બંધ થઇ.

તરત જ બધા યોદ્ધાઓ ભીષ્મની પાસે ધસી આવ્યા. ચારે બાજુ બાણુથી શરીર વીંધાયેલું હતું એટલે એકલું ડોકું અદ્ધર લટકતું હતું તેથી તેમને બહુ દુખ થતું હતું. એમણે નબળે સાદે ઓશીંગણુ માગ્યું. કૌરવ પક્ષના લોકો જાત જાતનાં ઉશીકાં લેવા દોડયા. ભીષ્મને હસવું આવ્યું. એમણે અર્જુન તરફ નજર ફેરવી. અર્જુને બાણો મારી ભીષ્મ પિતામહનું લટકી ગયેલું માથું ટટાર કર્યું.

ભીષ્મ રાજી થઈને બોલ્યા: 'ધન્ય છે, અર્જુન! સાચા ક્ષત્રિયને તો મરતી વેળા બાણુનું બિછાનું જ શોભે!'

ભીષ્મનું ગળું તરસે સૂકાતું હતું. એમણે પીવાને પાણી માગ્યું. સુગંધીદાર પાણીવાળી સોનાની ઝારી લઇ દુર્યોધન દાદા પાસે આવી પહોંચ્યો. ભીષ્મ એને અડક્યા પણ નહિ. એમણે અર્જુન તરફ ફરીથી જોયું.

અર્જુને ગાંડિવ ધનુષ ઉપર પર્જન્યાસ્ત્ર નામનું બાણ ચડાવી ધરતીમાં માર્યું. પાતાળમાંથી શુદ્ધ નિર્મળ જળની સેડયો છૂટી, ને દાદાના મોંમાં પાણી પડયું. દાદાને બહુ સંતોષ થયો.

ભીષ્મે અંતકાળનો એક વધારે પ્રયત્ન કરી ત્યાં ઊભેલા દુર્યોધનને પાંડવો સાથે સલાહ કરવા ખૂબ આગ્રહપૂર્વક શિખામણ આપી, પણ એ એમ માને એવો હતો જ કયાં ?

*

પ્રકરણ ૧૪ મું :

# દ્રોણાચાર્ય સેનાપતિપદે

ભીષ્મના બાણશય્યા ઉપર પડવા પછી મહાભારત યુદ્ધના અગિયારમા દિવસે દુર્યોધને વિધિસર ગુરુ દ્રોણને કૌરવસેનાના વડા અધિકારી તરીકે અભિષેક કર્યો. એમની સરદારી નીચે યુદ્ધને માટે કૌરવસેના બહાર પડી.

ભીષ્મ–પર્વની કથા પૂરી થઇ. આ ભાગથી દ્રોણ–પર્વનો કથાભાગ શરૂ થાય છે.

દ્રોણે પહેલે જ સપાટે પાંડવ–સેનાને ઘાસની માફક કાપી નાખવા માંડી. પાંડવપક્ષે એમનો સામનો કરવા સતત પ્રયત્ન કર્યો, પણ દ્રોણાચાર્યે એક પછી એક હથિયારો છોડી પાંડવસેનામાં તોબા પોકરાવી દીધી.

દુર્યોધનની સલાહથી દ્રોણાચાર્યને એવી ગોઠવણ કરવી હતી કે કોઇ પણ ઉપાયે યુધિષ્ઠિરને જીવતા પકડી દુર્યોધનને

સોંપવા. પાંડવો એમની આ વાત કળી ગયા હતા, ને એમનું મજબૂત રક્ષણ કરતા હતા.

દ્રોણે ગજબ ગુજારેલો જોઇ ભીમ, અર્જુન, યુધિષ્ટિર વગેરેએ એમની સામે સખત હલ્લો કર્યો, અને ભયંકર ઘમસાણ મચ્યું. પાંડવોના હલ્લાથી કૌરવસેના ખળભળી ઊઠી. દ્રોણે લલકારી લલકારીને કૌરવ સિપાઇઓને નાસતા અટકાવ્યા, પણ એમનું કશું વળ્યું નહિ. જોતજોતામાં સાંજ પડી, ને પાંડવોએ હર્ષનાદ કરતાં કરતાં અગિયારમા દિવસનું યુદ્ધ બંધ કર્યું. દ્રોણ યુધિષ્ઠિરને પકડવામાં ફાવ્યા નહિ.

બારમા દિવસે યુધિષ્ઠિરને અર્જુનથી છૂટા પાડવાને માટે દ્રોણે નવો પેતરો રચ્યો. કૌરવપક્ષના સુશર્મા, સત્યરથ, સત્યોષ, સત્યકર્મા વગેરે મહાવીરોએ અર્જુનને પડકારી એની સાથે યુદ્ધ માગ્યું. સાચો ક્ષત્રિય કદી શત્રુના પડકારની અવગણના કરી નથી શકતો. અર્જુને નછૂટકે તેમની સાથે લડાઇ શરૂ કરી. એ રીતે એ યુધિષ્ઠિરથી છૂટો પડી ગયો.

અર્જુનને એ યુદ્ધમાં બહુ હેરાન થવું પડયું. શ્રીકૃષ્ણની નારાયણી સેના, જે કૌરવ પક્ષમાં હતી, એણે એક સામટો અર્જુન ઉપર હલ્લો કર્યો. અર્જુને ક્રોધમાં આવી ત્વાષ્ટ્ર નામનું એક બાણ છોડયું. એ બાણમાં એવો ચમત્કાર હતો કે બધા સિપાઇઓ પોતાની સામે અર્જુનને ઉભેલો જોતા, ને એ રીતે આપસઆપસમાં હથિયારો ચલાવી પોતાની મેળેજ નાશ પામતા !

આ બાજુ દ્રોણે યુધિષ્ઠિરને પકડવા અપાર પ્રયત્ન કર્યો, પણ ફાવ્યા નહીં. અર્જુને યુધિષ્ઠિરના રક્ષણ માટે રાખેલા

મહા પરાક્રમી સત્યજીતને દ્રોણે ક્રોધમાં આવીને મારી નાખ્યો. જોતજોતામાં યુધિષ્ટિર પકડાઈ જવાનો ભય ઊભો થયો; પણ એટલામાં તો અર્જુન એના દુશ્મનોને હરાવીને ત્યાં આવી પહોંચ્યો. એણે દ્રોણાચાર્ય તેમ જ કૌરવસેના ઉપર એવો કાતિલ ઘસારો કર્યો કે કૌરવસેના ગભરાઇને પાછાં ડગ દેવા લાગી. બારમા દિવસની સાંજ પડી, ને કૌરવો વેરવિખેર થઇ પોતાના તંબૂ ભેગા થઈ ગયા !

દ્રોણની બાજી નિષ્ફળ જતી જોઈ દુર્યોધને એમને ખૂબ મહેણાં માર્યાં. દ્રોણ અકળાઇ ઊઠયા. એમણે કહ્યું: ' આજ પણ અર્જુનને યુદ્ધને બહાને દૂર ખસેડો, ને હું યુધિષ્ઠિરને પકડવા બનતું કરીશ. '

તેરમા દિવસની સવાર થતાં જ યુદ્ધ શરૂ થયું. ત્રિગર્ત લોકો યુદ્ધને બહાને અર્જુનને દૂર લઇ ગયા.

આ બાજુ દ્રોણાચાર્યે ભલભલાને ગુંચવાડામાં નાખી દે એવા ચક્રવ્યૂહની રચના કરી. યુધિષ્ટિર અને પાંડવ યોદ્ધાઓ આ સ્થિતિ જોઇ ગભરાઇ ઊઠયા. શું કરવું એની સમજ ન પડી.

અર્જુનનો સોળ વર્ષનો સુકુમાર પુત્ર અભિમન્યુ આગળ આવ્યો ને બોલ્યો: 'કાકા, મને ચક્રવ્યૂહમાં પેસી એ તોડતાં આવડે છે, પણ અંદરથી બહાર નીકળવાની વિદ્યા નથી આવતી. એટલી વિદ્યા અધૂરી છે. '

ભીમ, યુધિષ્ઠિર વગેરેએ કહ્યું: ' અમે બધા તારી સાથે રહીશું. તને કશું થવા નહિ દઇએ. તું હલ્લો કરવાની વ્યવસ્થા કર. '

અભિમન્યુ તંબુમાં જઇ ઊંચા પ્રકારનું બખ્તર ને હથિયાર સજવા લાગ્યો.

વિરાટ રાજાની પુત્રી ઉત્તરા અભિમન્યુની પાસે આવીને ગળગળે અવાજે બોલી: 'આર્યપુત્ર! આ સાહસ બહુ આકરું છે. હજુ આ નાની ઉંમર, ને આ કામ કેમ થશે? મને બહુ અકળામણુ થાય છે. તમે આજના હલ્લાની સરદારી ન લેશો. એમાં જીવનું જોખમ છે.'

અભિમન્યુએ અનેક દાખલા દલીલો આપી એને શાંત કરી. અર્જુનનો પુત્ર થઇ અણીની વેળા હું મોખરો ન સાચવું તો મારા બાપનું નામ બોળાય એમ સમજાવ્યું. ઉત્તરા પણુ વીરાંગના હતી. તેણે શાંત થઈને રાજીખુશીથી અભિમન્યુને ઊંચામાં ઊંચો લડાઇનો પોશાક પહેરાવ્યો. એના ગળામાં વિજયમાળા આરોપી, ને કપાળમાં તિલક કર્યું.

ઉત્તરાની વિદાય લઇ અભિમન્યુ રણમેદાને જવા બહાર પડયો.

અભિમન્યુને વિદાય આપી તો ખરી, પણુ ઉત્તરાના હૈયામાં આજ ભારે ઉથલપાથલ મચી રહી. એની આંખમાંથી કોણુ જાણે કેમ દડ–દડ આંસુ સરી પડયાં.

અભિમન્યુની સરદારી નીચે પાંડવસેનાએ ચક્રવ્યૂહનો મોખરો સપાટાબેર તોડી નાખ્યો. દુશ્મનોને બૂમેબૂમ પડાવતો બાલવીર અભિમન્યુ કૌરવસેનામાં ચોમેર ઘુમી રણુ–ગર્જના કરવા લાગ્યો. આજ એનો ઉત્સાહ માતો નહોતો. સોળ વર્ષની દુધમલ ઉંમરે એ વીર કુમારને પાંડવપક્ષના સેના-

નાયકની પદવી સોંપડી હતી. પોતાની ગંભીર જોખમદારીનો એને બરાબર ખ્યાલ હતો. ઘાસ કાપે એમ અભિમન્યુ કૌરવસેનામાં કાપાકાપી ચલાવવા લાગ્યો.

મોખરો તોડી અભિમન્યુ વ્યૂહની અંદર ઠેઠ સુધી ગયો. એની એવી માન્યતા હતી કે પાછળ કાકા ને બીજા યોદ્ધાઓ ચાલ્યા આવે છે, પણ જયદ્રથ વગેરેએ એકસામટો હલ્લો કરી ભીમ, યુધિષ્ઠિર વગેરે બીજા મહારથીઓને રોકી રાખ્યા.

અભિમન્યુ એકલો પડી ગયો ! એણે ચોતરફ નજર ફેરવી લીધી, અને પોતાની ભયંકર સ્થિતિનું તેને ભાન થયું એને નિરાશા ઉપજી, પણ તે એક બે ક્ષણ. આખરે તે વીરનો પુત્ર હતો. સિંહસંતાન કદી ભયને ગણકારતો જ નથી. જાણે કશું બન્યું ન હોય એમ એણે ભયંકર વેગથી કૌરવસેનામાં ત્રાસ વર્તાવવો ચાલુ રાખ્યો.

કૌરવો આજ ભારે આનંદમાં આવી ગયા. અભિમન્યુ જેવા મહા પરાક્રમી કુમાર ઉપર વેર લેવાનો લાગ મળશે એ ખ્યાલે એમનામાં જાણે નવું જ ચેતન આવ્યું હતું.

અર્જુન ઉપરની જન્મારાની રીસ ઠાલવતો હોય તેમ દુર્યોધન અભિમન્યુ ઉપર તૂટી પડયો. અભિમન્યુએ એને એટલો સખત ઘાયલ કર્યો કે બીજા મહારથીઓ એની મદદે ન આવ્યા હોત તો એ ત્યાં જ ધૂળ ચાટતો થઇ જાત. દુર્યોધનને નાસી જતો જોઈ અભિમન્યુએ આનંદમાં આવી વિજયનો શંખનાદ કર્યો.

શલ્ય, શલ્યનો ભાઈ દુઃશાસન, કર્ણ, દુર્યોધનનો પુત્ર લક્ષ્મણ, વગેરે અભિમન્યુ ઉપર તૂટી પડયા. બધાને અભિમન્યુએ હરાવીને ભગાડયા.

દુર્યોધન ગભરાયો. દ્રોણની પાસે ગયો ને એમને બધી વાતથી વાકેફ કર્યા.

દ્રોણ પણ અભિમન્યુના અપાર પરાક્રમથી બહુ પ્રસન્ન થયા. દુશ્મનના ઘા દાનો દુશ્મન જરૂર વખાણે. તેમણે અભિમન્યુની કુશળતાની ભારે પ્રશંસા કરી.

આખરે દ્રોણ વિચાર કરીને બોલ્યા: 'અભિમન્યુના શરીર ઉપર ભેદી ન શકાય એવું બળવાન બખ્તર છે. એથી એને મારવો મુશ્કેલ પડે છે. તમે સૌ એકઠા મળી એને હથિયાર વગરનો બનાવો, તો એને મારવાનો ઉપાય થઇ શકે!'

દ્રોણની આ અન્યાયી સૂચના કૌરવ યોદ્ધાઓએ ઉપાડી લીધી.



## પ્રકરણ ૧૫ મું:

# અભિમન્યુની વીરગતિ ને અર્જુનની પ્રતિજ્ઞા

લડાઇના નીતિનિયમોને કોરે મૂકી કૌરવોએ એક સામટો બાલવીર અભિમન્યુ ઉપર હલ્લો કર્યો. કોઇએ એનું ધનુષ કાપી નાખ્યું, કોઇએ એના સારથિને મારી નાખ્યો, કોઇએ એના રથના ઘોડાને ઠાર કર્યા, ને કોઇએ એનાં હથિયારો નકામાં કરી દીધાં!

એકસામટા ચોતરફના હલ્લા આગળ એક બાળકનું શું ગજું? હવે અભિમન્યુ પાસે રથ, ધનુષ, બાણ કાંઈ ન રહ્યું; તો પણ એ ગભરાયો નહિ. એણે ઢાલતરવાર હાથમાં લીધી ને કૌરવો ઉપર તૂટી પડયો. કર્ણ અને ગુરુ દ્રોણે એ બાળક ઉપર એકસામટો હલ્લો કરી એની ઢાલ-તલવાર પણ નકામી કરી નાખી.

અભિમન્યુએ બીજો કશો ઈલાજ ન જોઈ પોતાના રથનું પૈડું હાથમાં લીધું, ને તેના વતી લડવા મંડયો.

એટલામાં અશ્વત્થામાનાં બાણોએ પૈડાંના પણ ટુકડેટુકડા કરી નાખ્યા.

નિરાધાર, હથિયાર વગરના અને થાકી ગયેલા એ ઘાયલ વીરની સામે દુઃશાસનનો પુત્ર ગદા લઈને ધસ્યો, ને અભિમન્યુને જમીન ઉપર રોળી નાખ્યો. જયદ્રથે નીચ બની જમીન ઉપર સૂતેલા વીર અભિમન્યુનું ડોકું તલવાર વતી કાપી નાખ્યું !

અન્યાય, અધર્મ ને નિરંકુશતાની હદ આવી ગઈ. લડાઈના બધા નિયમોને કોરે મૂકી આજ કૌરવોએ પાણી વગરના માણસોની જેમ એક બાળકનો નાશ કરી આનંદની ગર્જનાઓ કરી મૂકી !

કુમાર અભિમન્યુના દુખદ મૃત્યુના સમાચાર બધે ફરી વળ્યા.

પાંડવપક્ષમાં આજના જેવી ગમગીની અને શોક કોઈ દિવસે ફેલાયાં ન હતાં. પણ યુધિષ્ઠિરે વીર વાણીથી સૌને ઉત્સાહ આપ્યો, એટલે પાંડવપક્ષના સૈનિકોએ અભિમન્યુનું વેર લેવાને ખૂબ જોરથી કૌરવો પર ધસારો કર્યો. કૌરવ-સેનામાં ભંગાણ પડ્યું. સાંજે લડાઇ બંધ કરવાની ભેરી વાગી ત્યારે તો કૌરવો જીતી બાજી હાર્યા હતા! પાંડવોએ મહાન બાલવીર ગુમાવ્યો છતાં તેઓની જીત થઈ હતી!

સાંજે પાંડવપક્ષમાં જે અપાર શોક ફેલાયો તેનું વર્ણન ગઇ શકે એમ નથી. દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા વગેરેનાં કારમા કલ્પાંતથી આખી પાંડવસેનાની આંખો આંસુભીની બની ગઇ.

ત્રિગર્તો સાથેના યુદ્ધથી પરવારી અર્જુન શ્રીકૃષ્ણ સાથે પાછો આવ્યો ત્યારે એણે આ શોકસમાચાર સાંભળ્યા. એના હૈયામાં એટલો જબરો આઘાત થયો કે એણે ત્યાં ને ત્યાં જ પ્રતિજ્ઞા કરી કેઃ 'મારા કાચા કુમળા પુત્રને અધર્મથી મારી નાખનાર એ દુષ્ટ જયદ્રથને કાલે સૂર્યાસ્ત પહેલાં હું મારી નાખીશ! જો ન મારું તો પાપી, વિશ્વાસઘાતી ને માબાપની હત્યા કરનાર અધમાધમ મનુષ્યની જે ગતિ થાય એ ગતિ મારી થજો! કાલે સૂર્યાસ્ત પહેલાં જો જયદ્રથનો વધ નહિ કરી શકું તો હું તે જ વેળા ચિતા ખડકાવીને બળી મરીશ!'

શ્રીકૃષ્ણે એને આટલી ઉગ્ર પ્રતિજ્ઞા લેવા માટે ઠપકો આપ્યો. કૌરવો આ વાતને મોટું રૂપ આપી કાલે જયદ્રથને સંભાળીને એનું રક્ષણ કરવામાં જ આખો દિવસ કાઢી નાખશે, ને એ રીતે અર્જુનને માથે સૂર્યાસ્ત થતાં ભારે આફત આવશે; એ વાત એમણે પાંડવો સમક્ષ સ્પષ્ટ કરી.

અને ખરેખર, બન્યું પણ એમ જ. ચૌદમા દિવસે કૌરવોએ સંકટ–વ્યૂહ નામનો એક ખૂબ અઘરો વ્યૂહ રચ્યો, ને એની વચમાં જયદ્રથને રાખ્યો. કૌરવ પક્ષના લગભગ બધા આગેવાન મહારથીઓ જયદ્રથનું રક્ષણ કરવા લાગ્યા. કોઇ પણ રીતે સાંજ પડી જાય, ને અર્જુન આપમેળે ચિતા ખડકીને બળી મરે તો ટાઢે પાણીએ ખસ જાય એમ હતું.

અર્જુન ભારે સંકડામણમાં આવી પડ્યો.

સાંજ પડવાની વેળા થવા આવી. અપાર પરાક્રમ કરી અર્જુન જયદ્રથની લગભગ પહોંચી ગયો, પણ કૌરવોનો

મારો એટલો સખત હતો કે એ જયદ્રથનો વાંકો વાળ ન કરી શકયો.

શ્રીકૃષ્ણને ચિંતા પેઠી. એમણે સુદર્શન ચક્ર મૂકી સૂર્યની આજુબાજુ વાદળાં જેવો દેખાવ કર્યો. સૂર્ય અસ્ત થયો હોય એવો દેખાવ થઈ ગયો !

કૌરવો હર્ષથી ગર્જી ઊઠયા.

શ્રીકૃષ્ણે કહ્યું: 'અર્જુન, બાજી નકામી ગઇ, હવે તારી પ્રતિજ્ઞાનું શું ? '

અર્જુન અડગતાથી બોલ્યો: 'મહારાજ, પ્રતિજ્ઞા એટલે પ્રતિજ્ઞા; હું બળી મરવા તૈયાર છું.'

જોતજોતામાં ચિતા ખડકી દેવામાં આવી. એમાં અગ્નિ મૂકાયો. લાલ લાલ ભડકા આકાશ તરફ જવા લાગ્યા. અર્જુને ચિતાની પ્રદક્ષિણા કરી ચિતામાં પડવાની તૈયારી કરી. હવે કશો ભય રહ્યો નહોતો એટલે કૌરવો તથા જયદ્રથ સૌ આ ચિતાપ્રવેશ જોવા એકઠા મળ્યા.

બરાબર એ જ અરસામાં શ્રીકૃષ્ણે સુદર્શન ચક્ર પાછું ખેંચી લીધું. તરત જ સૂર્યનું અજવાળું થઇ ગયું ! વાદળાં અદૃશ્ય થઈ ગયાં. શ્રીકૃષ્ણે ઇસારત કરી. અર્જુને ગાંડીવ ધનુષનો ટંકાર કરી જયદ્રથની છાતીમાં બાણ મારી એને ઠાર કર્યો. જયદ્રથવધની એની પ્રતિજ્ઞા પૂરી થઈ.

પાંડવોમાં ચારે બાજુ આનંદ આનંદ ફેલાઇ ગયો.

કૌરવપક્ષમાં હાહાકાર મચી ગયો.

જયદ્રથના વિચિત્ર રીતે થયેળા મોતથી કૌરવપક્ષને એટલો બધો ગુસ્સો ચડયો કે ખૂબ જોરથી તેઓ પાંડવો ઉપર તૂટી પડયા. જોતજોતામાં રાત પડી ગઇ, પણ આજે લડાઇનો જુસ્સો કમી ન થયો. રાતે મસાલો સળગાવીને પણ બંને પક્ષે લડાઇ ચાલુ રાખી.

દ્રોણે ઝનૂનમાં આવી પાંડવસેનામાં ભયંકર કતલ ચલાવી. દુર્યોધને પણ હજારો લડવૈયાઓને આજે રહેંસી નાખ્યા. દુર્યોધનનો સપાટો જોઇ યુધિષ્ઠિર તેની સામે મેદાને પડયા, ને એને હરાવીને નસાડી મૂકયો. ભીમે આજના યુદ્ધમાં દુર્યોધનના નવ ભાઇઓને સ્વધામ પહોંચાડયા. એ ઉપરાંત વૃષરથ, શકુનિના ભાઇ શતચંદ્ર અને ધૃતરાષ્ટ્રના બીજા સાત સાળાઓને પણ મારી નાખ્યા.

ભીમની આ કાપાકાપીથી ક્રોધે ભરાઈ કર્ણે અર્જુન તરફ ભારે વેગથી ધસારો કર્યો. એ જ વેળા ભીમસેનનો પુત્ર ઘટોત્કચ વચ્ચે કૂદી પડયો, અને શ્રીકૃષ્ણ અર્જુનનો રથ બીજી દિશામાં વાળી ગયા.

ઘટોત્કચે આજે યુદ્ધમાં જે પરાક્રમ કરી બતાવ્યું તેથી કૌરવસેના દાંતમાં આંગળાં નાખી ગઇ. ઘટોત્કચના મારાથી રાતોરાત આખી સેના સાફ થઇ જશે એમ કૌરવોને લાગ્યું.

કર્ણ સમજી ગયો કે અત્યારે કટોકટીનો પ્રસંગ છે. પોતે સેનાપતિ થાય ત્યારે અર્જુનને મારી નાખવા માટે એણે એક દિવ્ય શક્તિ (એક જાતનું હથિયાર) રાખી

મૂકી હતી, તેનો આખરે ઘટોત્કચ ઉપર ઉપયોગ કર્યો, ને તેનું પેટ ફાડી નાખ્યું ! ઘટોત્કચ રણમાં રોળાયો.

પાંડવોમાં ભારે દિલગીરી ફેલાઇ. આ વેળા શ્રીકૃષ્ણના મોં ઉપર સંતોષની છાયા ફરી વળતી જોઈ અર્જુનને નવાઇ લાગી, અને એણે કારણ પૂછયું.

શ્રીકૃષ્ણે કહ્યું : 'કર્ણની સામે તું યુદ્ધમાં આજ ઊતર્યો હોત તો પેલી શક્તિ વતી એ તારો પ્રાણ લેત. એ શક્તિ એને ઇંદ્રે આપેલી હતી, અને સાક્ષાત યમરાજા પણ એ શક્તિ આગળ લાચાર બની જાય એવી હતી. જ્યાં લગી એ શક્તિ કર્ણ પાસે હોય ત્યાં લગી સાક્ષાત યમરાજા પણ એને મારી નાખી ન શકત. ઘટોત્કચ મુઓ ખરો, પણ હવે તું નિર્ભય થયો છે.'

આખરે મોડી રાતે બંને પક્ષોએ યુદ્ધ બંધ કર્યું, ને સિપાઇઓ રણભૂમિ ઉપર જ થાકયાપાકયા સૂઈ ગયા.



પ્રકરણ ૧૬ મું:

## જેમાં દ્રોણ સ્વર્ગે જાય છે.

પંદરમા દિવસનું પ્રભાત થયું ને પાછી ખૂનખાર લડાઈ શરૂ થઈ ચૂકી.

આજે દુર્યોધને કૌરવસેનાના બે ભાગ પાડ્યા હતા. એકના ઉપરી તરીકે દ્રોણ હતા, ને બીજા વિભાગના ઉપરી તરીકે કર્ણ હતો.

આજની લડાઈમાં દ્રોણે ભારે પરાક્રમ કરી બતાવ્યું. અર્જુને પણ ગુરુદેવ સાથે આજે ભયાનક યુદ્ધ કર્યું. દ્રોણે વિરાટરાજા અને દ્રુપદરાજાને આજની લડાઈમાં ઠાર માર્યા. દ્રુપદરાજાના મૃત્યુથી દ્રોણને હૈયામાં આટલે વર્ષે પણ સંતોષ થયો. એક વેળા એણે જ પોતાનું અપમાન કર્યું હતું, ને એને લીધે જ આજ પોતાને બ્રાહ્મણ છતાં હથિયાર ઝાલવાં પડયાં હતાં.

પણ દ્રુપદરાજાના મૃત્યુથી એના પુત્ર ધૃષ્ટદ્યુમ્નને બહુ ખોટું લાગ્યું. એણે પ્રતિજ્ઞા કરી કે આજે સાંજ લગીમાં

હું દ્રોણુને મારી મારા બાપનું વેર લઉં તો જ હું સાચો ક્ષત્રિય!

એક બાજુ અર્જુન ને બીજી બાજુથી પાંચાલોએ એક સામટો હલ્લો કર્યો. દ્રોણુ અને અર્જુન વચ્ચે આજના જેવું ભયંકર યુદ્ધ કદી થયું ન હતું. દ્રોણાચાર્ય રાજી થઈ અર્જુનની યુદ્ધકળાનાં વખાણુ કરવા મંડયા. એમને તીર ઉપર તીર વાગતાં હતાં છતાં પોતાનો વહાલો શિષ્ય આટલો બધો હોશિયાર નિવડયો છે એ જોઇ એમને હૈયે હરખ માતો ન હતો.

દ્રોણે પાંચાલો ઉપરની રીસ કાઢી. એક પછી એક એમ અનેક પાંચાલ વીરોને આજે રણુમાં રોળી નાખ્યા. પાંડવ-પક્ષનો આજે એટલો બધો કચ્ચરઘાણુ નીકળી ગયો કે શ્રીકૃષ્ણુને બહુ ફિકર પેઠી. એમણે અર્જુનને કહ્યું: 'અર્જુન, હવે તો આજ કોઈ પણુ ઉપાયે ગુરુ દ્રોણુ હથિયાર મૂકી દે એવી યુક્તિ કરીશું તો જ ફાવીશું; નહિ તો કાલે લડાઇમાં સામે થવું ભારે થઇ પડશે. દ્રોણુનો પુત્ર અશ્વત્થામા લડાઇમાં મરાયો એવી ખોટી ગપ ઉડાડીએ તો જ દ્રોણુ પુત્રપ્રેમને લઈને વ્યાકુળ બની બેસી પડે. આટલી નાનીસરખી લુચ્ચાઇ કર્યા વગર બીજો આરો નથી.'

ભીમસેનને એ યુક્તિ ઠીક ગમી ગઈ.

અવન્તિ (ઉજ્જયિણુ)ના રાજા ઇન્દ્રવર્માની પાસે અશ્વત્થામા નામનો એક હાથી હતો. ભીમે એ હાથીને મારી નાખ્યો, ને જોરથી ચીસ પાડી ઊઠયો: 'માર્યો છે! અશ્વત્થામાને ઠાર કર્યો છે!'

પાંડવપક્ષમાં ચારે બાજુએ સૈનિકો ગરજી ઊઠયા: 'અશ્વત્થામા હણુાયો! અશ્વત્થામા હણુાયો!'

શુરુ દ્રોણને કાને આ શબ્દો પડ્યા. એમનું શરીર શિથિલ બની ગયું. જે પ્રાણસમાન પુત્રને માટે બ્રાહ્મણ મટી ક્ષત્રિય બન્યો તે પરમપ્રિય પુત્ર શું આજે યુદ્ધમાં મરાયો?

પણ એમને ભીમસેનના બોલવા ઉપર વિશ્વાસ ન બેઠો. એમણે યુધિષ્ઠિરની સામે જોયું.

શ્રીકૃષ્ણે જોયું કે જો આ વખતે યુધિષ્ઠિર સત્યવાદી-પણું દાખવશે તો ખરી વાત જણાઈ જશે, ને સાંજે પાંડવ-સૈન્ય સાફ થઇ જશે. એમણે ખૂબ દબાણ કરી યુધિષ્ઠિરને પણ 'અશ્વત્થામા હણાયો!' એમ બોલવા કહ્યું.

યુધિષ્ઠિર ધર્મસંકટમાં આવી પડ્યા. આખરે સત્યને વેગળું મૂકી એ બોલ્યા: 'અશ્વત્થામા હણાયો—' અને પછી બહુ ધીમેથી બોલ્યા, 'નરો વા કુંજરો વા!'*

યુધિષ્ઠિરના 'અશ્વત્થામા હણાયો!' એટલા શબ્દો સાંભળ્યા ને તરત દ્રોણને આખે શરીરે કંપારી છૂટી. હથિયાર એમ ને એમ હાથમાં પકડી સુંઢમુંઢની માફક એ રથ પર બેસી રહ્યા.

ધર્માત્મા યુધિષ્ઠિર આખી જિંદગીમાં કદી અસત્ય બોલ્યા નહોતા. આજ આટલાં જૂઠાં વેણ ઉચ્ચાર્યાં એટલા માટે પણ એમને સહન કરવું પડ્યું. કહે છે કે એમનો રથ એમના સત્યવાદીપણાને લીધે જમીનથી ચાર આગળ ઊંચો અદ્ધર ચાલતો હતો. આ એક વારના અસત્ય ભાષણથી એમનો રથ બીજાઓની માફક જમીનની અડોઅડ થઇ ગયો!

* એટલે કે અશ્વત્થામા મરાયો—પછી તે માણસ કે હાથી—ગમે તે!

દ્રોણ હથિયાર છોડીને વિલાપ કરતા હતા તે તકનો લાભ લઈ પાંચાલ રાજપુત્ર ધૃષ્ટદ્યુમ્ને એમના ઉપર તાકીને તીર માર્યાં ને એમને ઘાયલ કર્યા ! ધૃષ્ટદ્યુમ્નના આ કામને સૌએ વખોડ્યું પણ એણે કશાની દરકાર ન કરી. એણે દ્રોણ ઉપર ધસી જઈ એમનું માથું કાપી નાખ્યું !

પાંડવસેનામાં હરખનાં વાજાં વાગ્યાં. કૌરવસેનામાં હાહાકાર ફેલાઈ ગયો. સૈન્ય પાછું હઠવા લાગ્યું.

બીજી બાજુ અશ્વત્થામા લડતો હતો તેને આ તરકટની ખબર પડી. પિતા દ્રોણ રણમાં રોળાયાની વાત સાંભળી એના હૈયામાં ઊંડો ચીરાડો પડ્યો. એણે કૌરવ સેનાને નાસતી રોકી. ભારે ક્રોધમાં આવી એણે પાંડવોના સૈન્ય ઉપર નારાયણાસ્ત્ર નામના મહા ભયંકર હથિયારનો પ્રયોગ કર્યો.

એ નારાયણાસ્ત્ર એવું ભયંકર હતું કે માણસો તો શું, પણ સાક્ષાત દેવો પણ એની સામે ઊભા રહી શકે એમ ન હતું. અશ્વત્થામાએ ધનુષ ઉપર બાણ ચડાવી એ અસ્ત્ર છોડ્યું કે તરત આકાશમાંથી ભયંકર વરસાદ વરસવો શરૂ થયો. વજ્રના જેવા ભયાનક કડાકા ભડાકા થવા લાગ્યા. સૂર્ય છૂપાઈ ગયો. ધરતી ધમધમી ઊઠી. સમુદ્રનાં પાણી હાથી જેવડાં ઊંચાં ઊછળવા લાગ્યાં. ચારે બાજુ ઘોર અંધકાર છવાઇ ગયો. એ હથિયારમાંથી બીજાં જાત–જાતનાં અનેક હથિયારો નીકળી પાંડવસેનાનો નિર્દયતાથી નાશ કરવા લાગ્યાં. આખું સૈન્ય ત્રાહિ–ત્રાહિ પોકારી ઊઠ્યું.

ભીમ, અર્જુન, યુધિષ્ઠિર, સૌ ગભરાઇ ઊઠ્યા. આ હથિયારની સામે કેમ થવું તેની કોઇને ખબર ન હતી.

ખબર હતી એક માત્ર શ્રીકૃષ્ણને. તેમણે હુકમ છોડયો: ‘સૌ શાંત થઇ જાઓ. કોઇ એ હથિયારની સામે ન થશો. એને બધા પ્રણામ કરો. એ હથિયાર આપોઆપ શાંત થઇ જશે!’

સાચેસાચ, તેમ જ બન્યું.

પોતાનું આવું બળવાન હથિયાર શ્રીકૃષ્ણે નિષ્ફળ બનાવ્યું તેથી અશ્વત્થામાને ભારે દુખ થયું. એણે પ્રાણની પણ પરવા કર્યા વગર ભયંકર લડાઈ શરૂ કરી. પાંડવ-સેનામાં વળી પાછો જોતજોતામાં એણે ભારે ત્રાસ ફેલાવી દીધો.

આખરે એણે અગ્નેયાસ્ત્ર નામનું બીજું ભયંકર બાણ છોડયું. પાંડવસેનામાં ચારે બાજુ આગ–આગ થઈ રહી. બધા બળ્યાં–બળ્યાં થઈ રહ્યાં. એનો ઉપાય કરે એ અર-સામાં તો પાંડવોની એક અક્ષૌહિણી જેટલી વિશાળ સેના બળીને સાફ થઇ ગઈ. બ્રાહ્મણપુત્ર અશ્વત્થામા પાંડવસેનાની આ ભયંકર દુર્દશા જોઈ ખડખડ હસવા લાગ્યો.

અર્જુને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી એ હથિયારને આખરે હઠાવ્યું.

અશ્વત્થામાનું બીજું ભયંકર હથિયાર પણ ખાલી ગયેલું જોઈ એ નીચે મોંએ રણભૂમિમાંથી વિદાય થયો.

રાત પડવા આવી હતી એટલે લડાઈ પણ પૂરી થઇ.

દ્રોણુ–પર્વનો મહાભારતનો કથાભાગ અહીં પૂરો થાય છે. સોળમા દિવસના યુદ્ધમાં દુર્યોધને સેનાપતિપદે કર્ણનો અભિષેક કર્યો. કર્ણની યુદ્ધકથાનો ભાગ મહાભારતમાં કર્ણ-પર્વને નામે ઓળખાય છે.

*

પ્રકરણ ૧૭ મું

## દુઃશાસન–વધ

સોળમા દિવસની સવાર પડી ને રણનાં વાજિંત્રો વાગ્યાં. કૌરવપક્ષ તરફથી સેનાપતિ કર્ણે મકરવ્યૂહની રચના કરી. પાંડવોએ તેની સામે અર્ધચંદ્રાકાર વ્યૂહ રચી લડાઇના મોરચા માંડયા.

આજે ભીમસેન એક મોટા હાથી ઉપર બેસી યુદ્ધ કરવા નીકળી પડયો. જાતજાતનાં હથિયારોની મદદ વતી એણે કૌરવ પક્ષના મહાવીર ક્ષેમમૂર્તિને ઠાર કર્યો, ને પછી એ અશ્વત્થામા સાથે આખડયો. બહુ વાર લડાઈ ચાલી ને બંને જણા ઘાયલ થઈ બેભાન બન્યા.

આ બાજુ બચેલા ત્રિગર્તોને હંફાવી અર્જુન ભીમસેનની વહારે ધાવા ગયો ત્યાં તો દંડધારે અર્જુન ઉપર હલ્લો કર્યો. અર્જુને ભારે પરાક્રમ કરી એને રામશરણ પહોંચાડયો.

સેનાપતિ કર્ણ લડતો લડતો નકુળની સામે આવ્યો. બંને વચ્ચે ભારે જંગ મચ્યો. નકુળે અપાર પરાક્રમ કરી બતાવ્યું, પણ મહા બળવાન કર્ણ આગળ એ હાર ખાઇ ગયો. નકુળને કર્ણ ઠાર કરવા જતો હતો પણ એને કુંતામાતા આગળ અર્જુન સિવાય કોઈ ભાઇને ન મારવાની પ્રતિજ્ઞા યાદ આવી, ને એને જતો કર્યો.

બીજી બાજુ ગઈ કાલનું વેર યાદ કરી કૃપાચાર્યે ધૃષ્ટદ્યુમ્નને સખત રીતે હેરાન કરી હાર ખવડાવી. યુધિષ્ઠિર દુર્યોધનની–સામે લડવા લાગ્યા. દુર્યોધને જાતજાતના દાવપેચ અજમાવ્યા પણ આખરે મહારાજ યુધિષ્ઠિરે એને પોતાના તીક્ષ્ણ બાણોથી એવો વીંધી નાખ્યો કે દુર્યોધન બેહોશ બની ઢળી પડયો. યુધિષ્ઠિર એને મારવા જતા હતા ત્યાં ભીમસેને દૂરથી બૂમ પાડી: 'મોટા ભાઈ, એ પાપિયાને તમે મારશો નહિ. એને તો હું જ લાગ આવશે એટલે ઠાર કરવાનો છું. મારે તેરતેર વર્ષની દાઝ છે!'

યુધિષ્ઠિરે હસતાં હસતાં દુર્યોધનને જતો કર્યો!

એમ ને એમ સાંજ લગી ઘોર સંગ્રામ મચ્યો. પાંડવસેનામાં કર્ણે બાણોનો વરસાદ વરસાવી અસંખ્ય સૈનિકોને ઠાર કર્યા, ને કૌરવસેનામાં ભયંકર બાણના મારાથી અસંખ્ય યોદ્ધાઓને અર્જુને ધૂળ ચાટતા કર્યા. આખરે ભાણુ બૂડયો ને બંને પક્ષે લડાઇ બંધ કરી.

સત્તરમા દિવસે દુર્યોધનના આગ્રહ ઉપરથી અર્જુનને ઠાર કરવાની ભીષણ પ્રતિજ્ઞા કરી કર્ણ મેદાને પડયો. મહર્ષિ પરશુરામે એને આપેલાં અતિ દિવ્ય ને કાળ જેવાં હથિયાર

આજ એના હાથમાં શોભી રહ્યાં હતાં. દુર્યોધનની ખાસ વિનંતિ ઉપરથી રાજા શલ્યે આજ કર્ણનો રથ હાંકવાનું માથે લીધું હતું.

કર્ણ આજે ખૂબ ઉત્સાહમાં હતો. એ ઉત્સાહના ઉભરામાં કદાચ આજ અર્જુનને એ મારી નાખશે એ બીકે શલ્યરાજે કર્ણને અનેક મહેણાં દીધાં, ને ન કહેવાય એવાં કડવાં વેણ કહી પાંડવોના પરાક્રમનાં ભારોભાર વખાણ કરવા માંડયાં. કર્ણના શોક ને ક્રોધનો પાર ન રહ્યો. એને બહુ માઠું લાગ્યું. આ રીતે યુધિષ્ઠિર આગળ કરેલી પ્રતિજ્ઞા મુજબ શલ્યે કર્ણના ઉત્સાહ ઉપર આરંભમાં જ ઠંડું પાણી રેડયું!

આખરે દુર્યોધનના વચ્ચે પડવાથી શલ્ય મૂંગો રહ્યો, ને કર્ણના રથને પાંડવસેના સામે આણ્યો. એ વેળા અર્જુન તિગર્તોની સાથે યુદ્ધ કરી રહ્યો હતો. એ તકનો લાભ લઇ કર્ણે પાંડવસેનામાં ભયાનક સંહાર કરી નાખ્યો. અસંખ્ય વીરો આજ રણમાં રોળાઇ ગયા. કર્ણના અદ્ભુત પરાક્રમથી સૌ દિગ્મૂઢ બની ગયા. મહાવીર કર્ણ કયી વેળા ધનુષ ઉપર બાણ ચડાવતો હતો, ને કયી વેળા છોડતો હતો તે કોઇને સમજાતું નહોતું. ચારે બાજુ વરસાદની માફક તાતાં તીર છૂટી પાંડવપક્ષનો કચ્ચરઘાણ કાઢતાં હતાં.

અર્જુનને કર્ણના પરાક્રમની ખબર પડી. ત્રિગર્તરાજ સુશર્માને ઠાર કરી અર્જુન કર્ણ તરફ જવા લાગ્યો. આ બાજુ ભીમસેને દુર્યોધનના બીજા છ ભાઇઓને ઠાર કર્યા.

કર્ણને ભીમના પરાક્રમથી ભારે ક્રોધ ચડયો. એણે ધર્મરાજ યુધિષ્ઠિર ઉપર સખત હુમલો કર્યો. એમનું શરીર ચાળણીની માફક બાણો મારી વીંધી નાખ્યું. વસંત ઋતુમાં ખાખરાનાં ઝાડ ઉપર કેશુડો ખીલે એમ ધર્મરાજનું શરીર લાલલાલ લોહીની ધારાઓથી દીપી રહ્યું. કર્ણ ધર્મરાજને માત્ર પ્રતિજ્ઞાને ખાતર જ મારતો ન હતો, બાકી આજ યુધિષ્ઠિરનું મૃત્યુ નક્કી હતું. આખરે યુધિષ્ઠિર પોતાને થયેલા ઘાની ભારે વેદનાને લીધે તંબુ તરફ ચાલ્યા ગયા. એમની જગા ભીમસેને લીધી, ને ભારે કીકિયારીઓ કરી કૌરવ સેના ઉપર હુમલો કર્યો.

કર્ણે પણ આજે તો હદ કરી નાખી હતી. ભારે ક્રોધમાં આવી એણે ભીષ્મનો પ્રાણ લેનાર શિખંડીને મારી નાખ્યો. ભીમસેનને બહુ ક્રોધ ચડયો. ભયાનક રણગર્જના કરી એ કર્ણ ઉપર ધસ્યો. માર્ગમાં જ એને દુઃશાસનનો ભેટો થઇ ગયો.

દુઃશાસને એને પડકાર્યો : 'રે ભીમ! કયાં ભાગે છે? કાંડાબાવડામાં તાકાત હોય તો આવી જા મારી સામે!'

'બરાબર છે,' ભીમસેન ગર્જ્યો, 'આજ મને તું નથી બોલાવતો, પણ તારો કાળ બોલાવે છે. દુષ્ટ! આજ તારો દહાડો રૂઠયો છે, માટે જ તેં ચાલી ચલાવી મને પડકારી તારા મોતને આમંત્રણ આપ્યું છે!'

જવાબમાં દુઃશાસને ભીમ ઉપર હથિયારનો મારો શરૂ કર્યો. એક પછી એક તાતાં તીર ભીમના શરીરને

વીંધવા લાગ્યાં.–ભીમસેનનો ક્રોધ આજ માતો નહોતો. તેમાં દુ:શાસને બળતામાં ઘી હોમ્યું.

આખરે એણે હતું એટલું બધું બળ એકઠું કરી દુ:શાસન ઉપર ગદાનો સખત પ્રહાર કર્યો. ગદા દુ:શાસનને એટલા જોરથી લાગી કે એનું માથું ઘુમ થઇ ગયું. એ રથ ઉપરથી ઉછળી વીસ હાથ દૂર જઇ પડયો. જમીન ઉપર પડયો પડયો એ ગદાના મારની વેદનાથી તરફડવા લાગ્યો.

ક્રોધથી દાંત પીસી આંખમાંથી અંગારા વરસાવતો હોય એમ ભીમસેન છલંગ મારી દુ:શાસન ઉપર ધસ્યો. પોતાની તીખી ધારવાળી તરવાર દુ:શાસનના કાળજામાં ખોસી દીધી. લોહીનો ફુવારો ઊડી રહ્યો.

દુ:શાસનના ગરમગરમ લોહીની અંજલિ પી લઈ, ને બીજું લોહી અંગ ઉપર છાંટી ભીમસેન આજુબાજુના યોદ્ધાઓને જોઇને બોલ્યો: 'હે યોદ્ધાઓ! આજ મેં મારી પ્રતિજ્ઞા પૂરી કરી, મારી જિંદગીનું સાર્થક કર્યું છે. જે બે નરપશુઓ–દુ:શાસન અને દુર્યોધન—નો મારે હાથે નાશ કરવાનું મેં પણ લીધું હતું, તેમાં એક નરપશુ તો આજ બૂરે મોતે તમારી સામે મરે છે. દુરાચારી, નીચ, કર્મચંડાળ, સતીને પીડનાર, અધર્મી કુલાંગાર દુ:શાસન! પાંચાલરાજાની પરમપ્રિય પુત્રી, પાંડવોની પ્રિયતમા પટરાણી, જગતભરમાં પોતાના સૌંદર્ય ને સુશીલ સ્વભાવ માટે પંકાયલી તેજસ્વી કૃષ્ણાને એક વસ્ત્રવાળી રજસ્વલા અવસ્થામાં ભર દરબારમાં

ખેંચી આણી જે હાથ વતી તેં એનાં વસ્ત્ર ખેંચવાનો પ્રયત્ન કર્યો હતો, તે હાથ આ જ ને ?'

એમ બોલી ભીમે જમીનમાંથી મૂળસહિત ઝાડ ઉખાડે, એમ દુઃશાસનનો હાથ ચીરી નાખ્યો. દુઃશાસનની આંખો ફાટી ગઈ. એની છાતી ઉપર પગ મૂકતો ભીમસેન બોલ્યો: 'સત્તાના અંધાપામાં મદોન્મત્ત બની જે નરરાક્ષસો ધરતી પરની સ્ત્રીઓની ઇજ્જત લેવા ફરશે, ને એમને રંજાડશે, તેનો આવી રીતે નાશ થયા વગર કદી રહેવાનો નથી !'

ભીમસેન એમ બોલીને ચાલ્યો ગયો. બીજી જગાએ જઈને યુદ્ધ કરવા લાગ્યો.

દુઃશાસનના લોહીને પીનાર બળવાન ભીમસેનની તે વેળાની લોહીથી ખરડાયેલી મહા ભયંકર મૂર્તિ જોઇ કૌરવ પક્ષના સૈનિકો હબકી ગયા. એમના કાળજામાં કંપારી છૂટી.

*

પ્રકરણ ૧૮ મું:

## કર્ણ ને શલ્ય રણમાં રોળાયા

**આ** બાજુ વીર અર્જુન કર્ણની સામે પૂર જોરથી મંડયો હતો. કૌરવોનું બળ દહાડે દહાડે ઘટતું જતું હતું, એટલે એમનો બધો આધાર સેનાપતિ કર્ણ ઉપર હતો. દુર્યોધનની આજ્ઞાથી અશ્વત્થામા, કૃતવર્મા, શકુનિ, કૃપાચાર્ય વગેરે મહાવીરો કર્ણની આજુબાજુ રહી એનું રક્ષણ કરતા હતા. પણ અર્જુન એક પછી એક એવો તીરોનો મારો ચલાવતો હતો કે સૌ કોઈ પાછા પડી જતા.

એટલામાં અર્જુનના ધનુષની દોરી તૂટી ગઈ. આ સારો લાગ છે એમ સમજી કર્ણે એક પછી એક એવાં ભયંકર હથિયારો અર્જુન ઉપર છોડ્યાં કે જો શ્રીકૃષ્ણ અર્જુનના સારથિ ન હોત તો આજ અર્જુન જરૂર રણમાં રોળાઈ જાત. ભગવાન શ્રીકૃષ્ણની કુશળતાએ કર્ણનાં અતિ તેજસ્વી હથિયારો નકામાં કરી દીધાં.

કર્ણે ક્રોધમાં આવી આખરે નાગાસ્ત્ર નામનું એક ભયંકર બાણ અર્જુન ઉપર છોડયું. એ બાણ છૂટતાં જ દિશાઓ કંપી ઊઠી, અને આખું આકાશ જાણે અગ્નિના ગોળા જેવું બની ગયું. સનનન કરતું તીર અર્જુનની પાસે આવી લાગ્યું. બીજો કશો ઉપાય ન જોઇ શ્રીકૃષ્ણે ઘોડાને ડચકારી રથ નીચો નમાવી દીધો. બાણ અર્જુનની છાતી ઉપર લાગવાને બદલે એના મુગટને લાગ્યું. કિરીટ–મુગટ ઊછળીને ક્યાંનો ક્યાં જઇને પડયો. અર્જુન બચી ગયો. અર્જુને માથે તરત જ એક ફેંટો વીંટી લીધો, ને પાછું ઘોર યુદ્ધ શરૂ કર્યું.

નાગાસ્ત્ર જેવું તીક્ષ્ણ હથિયાર ખાલી ગયેલું જોઇ કર્ણે તેવું જ તેજસ્વી વરુણાસ્ત્ર બાણ છોડયું. પણ અર્જુને વાયવાસ્ત્ર છોડી કર્ણના હથિયારને નકામું કરી મૂકયું.

અર્જુને ક્રોધમાં આવી એક વજ્ર જેવું ભયંકર બાણ કર્ણને માર્યું. એ બાણ સીધું કર્ણના શરીરને લાગ્યું ને એની ઘાની પીડાથી કર્ણ બે ક્ષણ માટે મૂર્છા પામ્યો. શલ્યરાજે આ તકનો લાભ લઇ રથને રણભૂમિ ઉપરથી ખસેડી લઇ જવા પ્રયત્ન કર્યો, પણ કર્ણના રથનું પૈડું લોહી ખરડાયલી કાદવવાળી જમીનમાં એટલા જોરથી ખૂંચી ગયું કે રથ બિલકુલ ખસ્યો જ નહિ.

અર્જુન કર્ણને મૂર્છા પામેલો જોઇ બાણ ઉતારી થાક ખાવા બેઠો, ત્યાં તો કૃષ્ણે એને સચેત કર્યો: ‘અર્જુન ! કર્ણે કેટલો ધર્મ સાચવ્યો ? તારા અભિમન્યુને અધર્મથી માર્યો હતો તે યાદ કર. કર્ણને જેર કરવાનો આ જ અમૂલ્ય અવસર છે.’

અર્જુને કચવાતે મને ગાંડીવ ધનુષ ઉપર કાળસરખું ભયંકર બાણ ચડાવ્યું.

બરાબર એ જ અરસામાં કર્ણની મૂર્છા વળી, ને એણે વિપરીત સ્થિતિ જોઇ લીધી. કર્ણે ધનુષ ઉપર બાણ ચડાવ્યું પણ એ પોતાની વિદ્યા ભૂલી જતો લાગ્યો.

કર્ણ પરશુરામની પાસે યુદ્ધવિદ્યા શિખ્યો હતો. પરશુરામ બ્રાહ્મણ હતા, ને બ્રાહ્મણ સિવાય કોઈને યુદ્ધકળા શિખવતા નહોતા. કર્ણ બ્રાહ્મણના વેશમાં પરશુરામ પાસે બધી વિદ્યા શીખી આવ્યો હતો, પણ આખરે કર્ણના તરકટની પરશુરામને ખબર પડી ગઈ, ને એમણે શાપ આપ્યો કે: 'જ્યારે ખરો અણીનો અવસર આવશે ત્યારે તું ધનુર્વિદ્યા વિસરી જઈશ.'

આજ મહર્ષિ પરશુરામનો શાપ સાચો પડતો હોય એમ લાગ્યું. એ યુદ્ધવિદ્યા વિસરી ગયો. શલ્યના મહેણાંથી એનું મન નિરાશ થઈ ગયું હતું, તેમાં યુદ્ધવિદ્યા વિસરી ગયો; વળી રથનું પૈડું ગારામાં ખુંપી ગયું હતું તે પણ નીકળતું નહોતું.

કર્ણ રથમાંથી નીચે ઊતર્યો ને પૈડાં ઊંચકવા લાગ્યો. એણે અર્જુનને કહ્યું: 'અર્જુન, જરા સબૂર કર. હાલ હું પૈડું ઊંચકું છું. અત્યારે બાણ મારવું એ તારો ધર્મ નથી.'

શ્રી કૃષ્ણ અટ્ટહાસ્ય કરતા બોલ્યા: 'કર્ણ, ધન્ય છે! તારા સગવડિયા ધર્મને માટે તને સાબાશી ઘટે છે! પાંડવોને તેરતેર વર્ષ વન-વનમાં રઝળતા કર્યા તે વેળા તારો ધર્મ ક્યાં ગયો હતો? સતી દ્રૌપદીને ભર સભામાં રંજાડી તે

વેળા કયા ધર્મનો તેં આશરો લીધો હતો? કૌરવો કેવળ અધર્મને ખાતર યુદ્ધ કરે છે, ને તેમાં તું કયા ધર્મને આગળ કરીને સેનાપતિ થઈને આવ્યો છે? આજ તને અંતકાળની વેળાએ ભલો ધર્મ સાંભર્યો છે!'

કર્ણને મારવા શ્રીકૃષ્ણે અર્જુનને ઈશારત કરી, કર્ણને ઠાર કરવાનો આ સૌથી અમૂલ્ય અવસર છે તે સમજાવ્યું.

અર્જુને અંજલીક નામનું એક ભયાનક બાણ ગાંડીવ ધનુષ ઉપર ચડાવ્યું. કાન લગી ધનુષની પણછ ખેંચી ક્રોધ કરી છોડયું. સળગતી આગના ગોળા જેવા, ને સાક્ષાત જમરાજ જેવા એ તીક્ષ્ણ બાણે કર્ણનું માથું ધડથી જુદું કરી નાખ્યું! વીજળીના કડાકાથી પર્વતનું શિખર તૂટી પડે તેમ એ મહાવીરનું માથું ધરતી ઉપર ધૂળમાં રોળાયું. કર્ણ પડયો! જાણે ગેરૂઆ રંગનો ફુવારો ઊડતો હોય એમ એના ધડમાંથી લોહીની શેડયો છૂટવા લાગી.

પાંડવ પક્ષમાં આનંદમંગળ વરતી રહ્યું. ચારે બાજુ વિજયનાં વાજાં વાગી રહ્યાં.

એ રીતે જગતનો એક મહાવીર, સુપ્રસિદ્ધ દાનેશ્વરી, અને ઉચ્ચ કુળમાં જન્મવા છતાં જે જિંદગીભર હીણાયલો રહ્યો, એ ઉદારાત્મા કર્ણ પોતાના સગા ભાઈના હાથે હણાઈને રણમાં રોળાયો!

પોતાનો પતિ મરી જાય ને એની સ્ત્રી જોર શોરથી વિલાપ કરે એથી પણ વધારે જોરથી દુર્યોધન કર્ણનું મોત જોઇ છૂટે મોંએ રડી પડ્યો. કર્ણના મોતથી એના કાળજામાં એવો ઊંડો ઘા લાગ્યો કે એને જરા પણ ચેન પડયું નહિ.

એ અરસામાં સાંજ પણ પડવા આવી હતી એટલે પોતાની રહીસહી સેના લઇ કૌરવો તંબૂમાં પાછા ફર્યા. આનંદનાં વાજિંત્રો વગાડતી પાંડવસેના પણ પોતાના તંબૂઓમાં પાછી ફરી.

કૃપાચાર્યે દુર્યોધનને એક વાર ફરી સલાહ કરવા માટે સમજાવી જોયો, પણ અભિમાની મદાંધ દુર્યોધન સર્વસ્વનો નાશ થવા છતાં પોતાનો લોભ ને મનનો મેલ તજે એ કોઈ પણ ઉપાયે બનવા જેવું હતું જ નહિ.

અઢારમા દિવસે દુર્યોધને મદ્રરાજ શલ્યને કૌરવ પક્ષનો સેનાપતિ નીમ્યો. શલ્યરાજ હથિયારો સજી યુદ્ધ કરવા બહાર પડ્યો.

શલ્યે સર્વતોભદ્ર નામનો બહુ અઘરો વ્યૂહ રચ્યો. પોતાના બચેલા મદ્ર દેશના લડવૈયાઓ સહિત શલ્યરાજ વ્યૂહને મોખરે ઊભો. કૌરવોથી વીંટળાયલો દુર્યોધન વ્યૂહની વચમાં ઊભો, અને સંસપ્તકોની સાથે કૃતવર્મા ડાબી બાજુનો મોખરો સાચવીને ઊભો. જમણી બાજુ યવન સેનાને લઇને કૃપાચાર્ય ઊભા, જ્યારે કામ્બોજ દેશના વીરોને સાથે રાખી અશ્વત્થામા એ વ્યૂહની પાછલી બાજુ ઊભો.

જોતજોતામાં બંને પક્ષો તરફથી ભયંકર લડાઇ શરૂ થઈ ગઈ.

નકુળના હાથે કર્ણના ચિત્રસેન, સત્યસેન અને સુશેન એ ત્રણે પુત્રો માર્યા ગયા. વીર સહદેવે શલ્યરાજના પુત્રને સ્વર્ગલોકમાં પહોંચાડ્યો.

શલ્યે આજે બહુ ભારે પરાક્રમ કરી બતાવ્યું: સેનાપતિને છાજે એવી વીરતાથી એ યુદ્ધમાં ઝઝૂમ્યો, ને પાંડવસેનાનો ભારે સંહાર કરી નાખ્યો.

શલ્યનું પરાક્રમ જોઇ યુધિષ્ઠિરને બહુ ગુસ્સો ચડયો. કોઈ પણ ઉપાયે આજે શલ્યને મારવાનો નિશ્ચય કરી યુધિષ્ઠિર શલ્યરાજની સામે ધસ્યા. મામા–ભાણેજ વચ્ચે ભયંકર યુદ્ધ મચ્યું. યુધિષ્ઠિરે આજે પ્રતિજ્ઞા કરી હતી કે કાં તો હું નહિ, કે કાં શલ્યમામા નહિ.

શલ્યરાજ મદ્રદેશનો રાજા હતો. પાંડુરાજાની બીજી પત્ની માદ્રી શલ્યરાજની બહેન થાય, એટલે એ રીતે શલ્યરાજ પાંડવોના મામા થાય.

યુધિષ્ઠિરે તીક્ષ્ણ બાણો ચડાવી શલ્યના રથના સારથિ અને ઘોડાઓને હણી નાખ્યા. અશ્વત્થામા શલ્યને પોતાના રથમાં બેસાડી દૂર લઈ જવા લાગ્યો. પાંડવસેનાએ હર્ષમાં આવી વિજયના શંખનાદો કર્યા. શલ્યને માઠું લાગ્યું. એ બીજા રથમાં બેસી વળી પાછો યુધિષ્ઠિર સાથે રણજંગ ખેલવા આવી પહોંચ્યો.

શલ્યની મદદે કૃપાચાર્ય આવ્યા, ને યુધિષ્ઠિરના સારથિને મારી નાખ્યો. ભીમસેન મોટા ભાઇની મદદે ધાયો. એણે શલ્યના ધનુષ્યના કકડા કરી નાખ્યા, ને એના રથના ઘોડાને ઠાર કર્યા.

શલ્ય ગભરાઈ ગયો. એકસામટા ધસારાથી એ અકળાઇ હાથમાં ઢાલતરવાર લઇ ધર્મરાજની સામે ધસ્યો. ભીમે દૂરથી એ જોયું, ને એણે બાણ મારી શલ્યનાં હથિયાર

કાપી નાખ્યાં. શલ્ય હિંમત ન હાર્યો. વગર હથિયારે એ યુધિષ્ઠિરની તરફ આગળ વધ્યો. યુધિષ્ઠિરે આ લાગ સાધી એક બળવાન શક્તિનો ઘા મામા શલ્ય ઉપર કર્યો. એ શક્તિએ શલ્યરાજ હણાયા, ને જમીન પર ઢળી પડ્યા.

કૌરવોના સેનાપતિનું આમ એક દિવસથી પણ ઓછા વખતમાં મોત થયું! પાંડવો હર્ષની ગર્જનાઓ કરી ઊઠ્યા.

શલ્યના મરી ગયા પછી એનો ભાઈ ગુસ્સાથી યુધિષ્ઠિર સામે ધસ્યો. યુધિષ્ઠિરે એને પણ મારી નાખ્યો. કૌરવોની સેનામાં હવે જરાકે ચેતન કે ઉત્સાહ ન રહ્યાં. એ તકનો લાભ લઈ પાંડવોએ કૌરવોની બચેલી સેના ઉપર એટલા જોરથી ધસારો કર્યો કે જોતજોતામાં બચેલી લગભગ બધી કૌરવસેના ઘાયલ થઈને કે મરણ પામીને રણભૂમિ ઉપર પડી!

થોડી ઘણી સેના બચી હતી, તે સપાટાબંધ નાસવા લાગી. આજે દુર્યોધનના સંતાપને સીમા રહી નહોતી. એણે સિપાઇઓને અનેક જાતનાં પાણીદાર વચનોથી પડકાર્યા ને નાસતા રોક્યા.

આ બાજુ યવનોના રાજા શાલ્વે ધૃષ્ટદ્યુમ્ન ઉપર ભયાનક ધસારો કર્યો. આખરે સહદેવના ભાલાના મારથી યવનરાજ શાલ્વ માર્યો ગયો.

શકુનિ, કૃપાચાર્ય, અશ્વત્થામા અને દુર્યોધન, ચારે વીરો પાંડવો સામે અનેકગણા ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા.

નકુળે શકુનિના પુત્રને હણી નાખ્યો. સહદેવ અને

નકુળે મળી શકુનિને એવો સખત ઘાયલ કર્યો કે એ રણભૂમિમાંથી પીઠ ફેરવીને ભાગ્યો, પણ સહદેવે આખરે પોતાના ભાલા વતી શકુનિને ઠાર કર્યો. અધર્મથી જુગાર ખેલી પાંડવોને બાર બાર વર્ષ વનવગડામાં રખડાવનાર અધર્મી ને મહા દુષ્ટ દુરાચારી આખરે બૂરે મોતે મરી સદાને માટે રણભૂમિ ઉપર સૂતો.

દુર્યોધનના નવ્વાણુ ભાઇઓમાંથી માત્ર બાર ભાઇઓ બચ્યા હતા. બીજા બધા તો યુદ્ધમાં ખપી ગયા હતા. એ બાકી રહેલા બાર ભાઇઓને આજની લડાઈમાં ભીમસેને ઠાર કરી કૌરવવંશની જડ ઉખેડી નાખી. એક માત્ર દુર્યોધન આ ઘોર સંહાર જોવા માટે જીવતો રહ્યો.

અર્જુને ત્રિગર્તરાજ સુશર્માને પણ આજની લડાઈમાં ઠાર કરી નાખ્યો.

હવે કૌરવો તરફ માત્ર ચાર જણ જીવતા રહ્યા: દુર્યોધન, અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા. કૌરવોની બાકીની સાગર જેવડી અગિયાર અક્ષૌહિણી સેના આ અઢાર દિવસના યુદ્ધમાં કામ આવી ગઇ હતી !

ચારે બાજુ ઘોર અંધકાર પથરાઇ ગયો હતો. રાત પડી ગઇ હતી. પાંડવોની આખરી જિત થઇ હતી. શંખનાદ કરતા પાંડવો પોતાના બચેલા લશ્કર સાથે પોતાની છાવણીમાં ચાલ્યા ગયા.

રાતના અંધારામાં દુર્યોધન પોતાનો સર્વનાશ થયો સમજી, ચોરલૂટારાની માફક રણભૂમિ છોડીને ભાગી ગયો;

અને પોતાના આનંદ માટે એણે પૂર્વ દિશામાં એક તળાવ બંધાવ્યું હતું તેમાં ભરાઇ જવા લાગ્યો.

એ નાસતો હતો તે વેળા એને રસ્તામાં સંજયનો મેળાપ થયો. સંજયને જોઇ દુર્યોધનનું હૈયું ભરાઈ આવ્યું. પોતાનાં દુષ્ટ કર્મોનો પસ્તાવો થવા લાગ્યો. વિદુર, ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર વગેરે વડીલોનાં હિતવચનો ન માન્યાં તેનાં ફળ આજ તે પૂરેપૂરાં ભોગવી રહ્યો હતો. એના શોક ને સંતાપનો પ્યાલો છલાછલ ભરાઇ રહ્યો હતો.

ગળગળે સાદે દુર્યોધન બોલ્યો: 'સંજય, પિતા ધૃતરાષ્ટ્રને મારો સંદેશો કહેજો કે યુદ્ધમાં સખત ઘાયલ થઇ તમારો પુત્ર દુર્યોધન તળાવમાં જઇને છૂપાયો છે. મારો અંતકાળ હવે નજીક છે. જે માર્ગે મારા નવ્વાણુ ભાઇઓ ગયા, જે માર્ગે મારી અગિયાર અક્ષૌહિણી સેના ગઇ, જે માર્ગે મારા પ્રિય મિત્ર કર્ણ, ગુરુ દ્રોણાચાર્ય, મામા શકુનિ ને બીજાઓ ગયા, તે માર્ગે હવે હું ઝડપથી જઇશ!'

સંજયની આંખમાં રાજરાજેશ્વર દુર્યોધનની આ દશા જોઈ ચોધાર આંસુ વહેવા લાગ્યાં. સંજય પ્રણામ કરી ધૃતરાષ્ટ્રને આ સર્વનાશના સમાચાર આપવા ગયો. દુર્યોધન તળાવમાં પેસી ગયો.

કૃપાચાર્ય, અશ્વત્થામા, અને કૃતવર્માએ દૂરથી અંધારામાં દુર્યોધનને નાસતો જોયો હતો. એ લોકો ઝટપટ એની પાસે આવ્યા. એમણે દુર્યોધનને હિંમત આપી ને આવતી કાલે પાંડવોનો સામનો કરવા વચન આપ્યું. દુર્યોધને એમનો ઉપકાર માન્યો, ને તળાવમાં જઇને છૂપાયો.

## પ્રકરણ ૧૯ મું:

## ‘ કરણી તેવી પાર ઉતરણી! ’

તળાવની પાળે એના ત્રણ મિત્રો સાથે દુર્યોધન વાતો કરતો હતો, તે જંગલવાસી ભીલ લોકોએ સાંભળી. તેઓ જાણતા હતા કે પાંડવો દુર્યોધનની શોધમાં જ છે. એટલે એમણે રાતોરાત પાંડવોની છાવણીમાં જઇ પાંડવોને દુર્યોધનની છૂપાવાની જગાની ભાળ આપી દીધી. યુધિષ્ઠિરે તેમને મનમાન્યો શિરપાવ આપી રાજી કર્યા.

રાત પડી ગઇ, લડાઇનો કોલાહલ શમ્યો, છતાં કૌરવ છાવણીમાં કોઈ યોદ્ધા પાછો ન ફર્યો એટલે છાવણીમાં રહેલી સ્ત્રીઓને ચિંતા પેઠી. તપાસ કરતાં તેમને ખરી સ્થિતિ સમજાઈ ગઈ.

બાળક, જુવાન ને વૃદ્ધ કૌરવ સ્ત્રીઓએ સત્યાનાશ વળી

ગયું જોઈ ચારે બાજુ ભયાનક રોકકળ શરૂ કરી. કૌરવોની છાવણીમાં ઠેર ઠેર મરશિયા ગવાવા લાગ્યા. એ અભાગી સ્ત્રીઓના વિલાપથી પથ્થરનાં પૂતળાં પણ પીગળી જાય એવો દયામણો દેખાવ થઇ રહ્યો. કોઇ સૈનિક પણ એમની તહેનાત માટે કે એમના રક્ષણ માટે સાથે આવે એમ રહ્યું ન હતું! લાચાર બની કૌરવ–સ્ત્રીઓ અંધારી રાતે પડતી આખડતી, રડતી કકળતી, લોકોને ભાઇ–બાપુ કરી રસ્તો પૂછતી, હસ્તિનાપુર ભણી જવા લાગી. સત્તાના મદમાં એક સતીસાધ્વીસ્ત્રીને રંજાડનાર કુલાંગાર કૌરવોના પાપે આજ હજારો સ્ત્રીઓ અકાળે વિધવા બની રડતી કકળતી મધરાતે ઘેર જવા નીકળી. દુર્યોધને જે ઝેરનાં બી વાવ્યાં એને એવાં જ ઝેરી ફળ આજ આવ્યાં, ને એનો સર્વનાશ થઇ ગયો.

યુયુત્સુથી આ દયામણો દેખાવ જોઇ ન શકાયો. પાંડવ છાવણીમાંથી યુધિષ્ઠિરની રજા લઇ તે કૌરવસ્ત્રીઓની પાસે ગયો, ને તેમને હસ્તિનાપુર પહોંચાડવા ચાલ્યો.

દુર્યોધન હજુ બચી ગયો હતો, એ બનાવથી પાંડવો ચિંતામાં હતા. એટલામાં રાની લોકોએ ભાળ આપી એટલે પાંડવો બીજે દિવસે સવારે શ્રી કૃષ્ણને લઇ પેલા તળાવ આગળ ગયા.

તળાવમાંથી દુર્યોધન કેમે કર્યો બહાર ન નીકળ્યો.

બધા મુંઝાયા.

આખરે શ્રી કૃષ્ણે રસ્તો બતાવ્યો. દુર્યોધન બહુ ઘમંડી

ને અભિમાની હતો. એમણે એને સખત મહેણાં ને આકરાં વેણ સંભળાવવાની યુધિષ્ઠિરને સલાહ આપી.

યુધિષ્ઠિર દુર્યોધને પડકારીને કહેવા લાગ્યા: 'ભાઇ દુર્યોધન! અગિયાર અક્ષૌહિણી સેનાને સફાચટ કરી નાખી. આખા કૌરવકુળનું નિકંદન કાઢયું, છતાં તારો જીવ તને આટલો બધો વહાલો છે? હીચકારા! તારી લડવાની ઇચ્છા ક્યાં જતી રહી? નામર્દની માફક પાણીમાં પોરો બની ભરાઈ ગયો! અંતે યુદ્ધયાં ક્ષત્રિય થઈ પીઠ ફેરવી! તારો મિજાજ આજ કયાં ગયો? જે મોં ઉપર હમેશાં અભિમાન ને અણનમ અક્કડાઈનાં દર્શન થતાં હતાં તે તારું મોં તો આજે બતાવ? ક્ષત્રિય બચ્ચો થઈ આમ સંતાકુકડી રમતાં ક્યાંથી શીખ્યો? મર્દ હો તો આવી જા બહાર!'

દુર્યોધનને પગથી માથા લગી ઝાળ ચડી. તે પાણીમાં રહ્યોરહ્યો બોલ્યો: 'યુદ્ધમાં હું એકલો પડી ગયો છું. મને બહુ થાક લાગ્યો છે. તમને પણ લાગ્યો હશે. થોડા વખત થોભી જાઓ. હું નાસી જવાનો નથી. થોડોએક આરામ લઇ હું જરૂર યુદ્ધ કરવા આવીશ.'

યુધિષ્ઠિર બોલ્યા: 'દુર્યોધન, હવે તો તને માર્યા વગર આરામની વાત જ નથી. ભલો થઇને સાચા મરદની જેમ બહાર આવી જા. આખા કુળનો ને લાખો મનુષ્યોનો નાશ કરાવી શા સુખે તું આરામ લેવા તળાવમાં પડયો છે?'

ધર્મરાજનાં તાતાં તીર જેવાં વેણ અભિમાની દુર્યોધનથી વધુ વાર સહન ન થઇ શકયાં. એ બહાર નીકળ્યો. એ બોલ્યો: 'તમે આટલા બધા છો ને હું એકલો છું. તમે હથિયાર-

વાળા છો ને હું હથિયાર વગરનો છું. હવે કહો, શી રીતે યુદ્ધ કરવા ચાહો છો ?'

યુધિષ્ઠિર બોલ્યા: 'તું કવચ પહેરી લે, અને જે હથિયાર લેવાનાં હોય તે લઇ લે. પછી તારી ઇચ્છામાં આવે તેની સાથે યુદ્ધ કરવા આવી જા. અમારા પાંચમાંથી ગમે તે એક જણ સાથે તું યુદ્ધ કર. જો તું એને હરાવીશ તો આખું રાજ્ય તારું.'

યુધિષ્ઠિરનાં આવાં વચનો સાંભળી શ્રી કૃષ્ણ તો ઠંડાગાર થઈ ગયા. એ ચિડાઈને યુધિષ્ઠિરને કહેવા લાગ્યા: 'યુધિષ્ઠિર, હું સમજી ગયો કે પાંડવોના નસીબમાં જ વનવાસ સેવવાનું લખ્યું છે! તે સિવાય ચાલી ચલાવીને તમે ઉદાર બની આવી રીતે પોતાના જ પગ ઉપર કુહાડો ન મારત.'

કૃષ્ણની ચિંતા જોઇ ભીમસેન બોલ્યો: 'કેશવ! નાહક શું કામ ફિકર કરો છો? આજ હું દુર્યોધનને જીવતો જવા દેવાનો નથી.'

દુર્યોધને ભીમની સાથે ગદાયુદ્ધ કરવાનું પસંદ કર્યું.

એ જ અરસામાં ત્યાં બળરામ (શ્રીકૃષ્ણના મોટા ભાઇ) તીર્થયાત્રા કરતા આવી ચડયા. દુર્યોધન બળરામનો શિષ્ય હતો, એટલે એમની આજ્ઞાથી સૌ કુરુક્ષેત્રના મેદાનમાં ગયા.

બંને વચ્ચે ગદાયુદ્ધ શરૂ થયું.

ભીમસેન આજ વર્ષોની દાઝ કાઢી દુર્યોધન ઉપર તૂટી પડયો, પણ દુર્યોધન કાંઇ ઊતરે એમ ન હતો. એને તો જીવનમરણનો આજ આખરી ફેંસલો હતો. એટલે

ભીમસેને એના ઉપર જોરથી હુમલો કર્યો તેથી ચીડાઈ એણે ઘુમાવીને ગદા એટલા જોરથી ભીમની છાતીમાં મારી કે બે ક્ષણ ભીમ હચમચી ગયો. જો બીજો કોઈ હોત તો એના ત્યાં જ પ્રાણ નીકળી જાત.

ભીમે પણ દુર્યોધનને વળતો જવાબ બરાબર આપ્યો. એવા જોરથી એને ગદા મારી કે એ બેભાન બનીને પડયો. પાંડવો હરખથી ગાજી ઊઠયા, પણ એ આનંદના પોકારો કાને પડતાં જ દુર્યોધનની મૂર્છા વળી. એ સચેત થઇ ગયો. ખૂબ ક્રોધમાં આવી એણે એટલા બળથી ભીમ ઉપર મારો ચલાવ્યો કે ભીમના સાંધેસાંધા ઢીલા થઇ ગયા.

આ રીતે જ જો લડાઈ ચાલે તો ભીમસેનના જીતવાની આશા નહોતી. પાંડવો ભારે ફિકરમાં પડયા. અર્જુને શ્રીકૃષ્ણ સામે જોયું. સમય વરતી જઈ શ્રીકૃષ્ણે અર્જુનને સલાહ આપી: ‘ દુર્યોધન, મહાપાપી ને નીચ છે. એની સાથે ધર્મયુદ્ધ કરવાનો ધર્મ નથી. જો ભીમસેન એની જાંગ ઉપર ઘા કરે તો તરત બધી ચિંતાનો છેડો આવી જાય!’

અર્જુને ભીમસેનને ઇસારતથી સાથળ ઉપર પંજો મારી બતાવ્યો. ભીમસેન સમજી ગયો. એણે ભારે જોર કરી ગદા ઊંચકી, દુર્યોધનના સાથળ ઉપર ઘા કર્યો.

તંમર ખાઈ દુર્યોધન ઊંધે માથે ઢળી પડયો.

ભીમસેને રાજાધિરાજ દુર્યોધનના માથામાં કકડાવીને લાત મારી એને લાંબો–છડ કરી દીધો, ને બોલ્યો: ‘ પાપી! ઘમંડી! સતી દ્રૌપદીનું ભરસભામાં અપમાન કરી જે સાથળ ઉપર બેસવા તું એને નિર્લજ્જતાથી કહેતો હતો

તે સાથળ તોડી નાખવાની મારી પ્રતિજ્ઞા આજ હું પૂરી કરું છું. તેં જે કર્મો કર્યા છે તેનો તને આજે મારા હાથે પૂરેપૂરો બદલો મળે છે તેથી મને બહુ આનંદ થાય છે. હા....શ ! આજ મારી વર્ષોની વેર લેવાની લાલસા સંતોષાઇ છે. હવે મને ને દ્રૌપદીને તથા મારા ભાઇઓને નિરાંતે ઊંઘ આવશે !'

દુર્યોધનને આ રીતે નિયમ વિરુદ્ધ માર્યો જોઈ બળરામ ભીમ ઉપર બહુ ખીજવાઈ ગયા. ગદાયુદ્ધમાં નાભિની નીચેના ભાગ પર ઘા કરવાની સખત મનાઇ છે. એ આજે ભીમસેનની બરાબર ખબર :લઇ પાડત, પણ શ્રીકૃષ્ણે મોટા ભાઇને યુક્તિપ્રયુક્તિથી શાંત પાડયા. બળરામ ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી ચાલ્યા ગયા.

દુર્યોધન પડયો પડયો બોલ્યો: 'કૃષ્ણ! હત્યારા ! મામાનો ઘાત કરનારા ! ભરવાડાંનું એંઠું ખાઈ અલમસ્ત બનેલા હૃદયહીન અધર્મી ! તેં જ આ બધાં કારસ્થાન કર્યાં છે. તારાં જ કરતુકોથી ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરે માર્યા ગયા છે. તારા જ અધર્મે આજ હું મરું છું.'

શ્રીકૃષ્ણ ખડખડ હસતા બોલ્યા: 'દુર્યોધન ! અંતકાળે પણ તારો બકવાદ નથી છોડતો ? તેં આખી જિંદગીમાં જે જે અધર્મો કર્યા છે તે યાદ કર. તેં કેટલાં કેટલાં પાપો કર્યા છે તેની શું તને ખબર નથી ? જેવી કરણી તેવી પાર ઉતરણી એ આ દુનિયાનો નિયમ છે. તને તારાં બૂરાં કર્મોનો આજ યોગ્ય બદલો મળે છે, તેમાં મને શું કામ વગોવે છે ? ભગવાનનું નામ લઇ હવે તારો અંતકાળ સુધારી લે.'

દુર્યોધન બોલ્યો: 'મારા મોતને વારંવાર સંભારવાથી શો લાભ? હા, હું મરીશ, પણ સાચા વીરની રીતે મરીશ. પથારીમાં પડી, સડી કે ગળાઇ જઇને મરવા કરતાં સાચા યોદ્ધાને છાજે એવા મારા મોતથી મને શા માટે સંતાપ થાય? મારા હજારો સંબંધીઓ સામે મોંએ યુદ્ધ કરી વીરગતિને પામ્યા છે. હું પણ એ માર્ગે હવે જઈશ. આથી વધારે રૂડું મરણ બીજું કયું હોઈ શકે? હવે તમે અહીંથી નિરાંતે જઈને અમારાં મડદાંના ઢગ ઉપર તમારાં સિંહાસન માંડો! વીરોથી વાંઝણી થયેલી ધરતી ઉપર ખુશ–ખુશાલ મહાલો. ચારે બાજુ ભયંકર શોક ને સંતાપની હોળી સળગી રહી છે એવા ઉજ્જડ–વેરાન પ્રદેશમાં રાજ કરી તમારી કીર્તિને વધારો!'

પાંડવોનાં શિર નીચાં નમી ગયાં. યુધિષ્ઠિરની આંખમાંથી આંસુનું એક બિંદુ સરી પડ્યું.

આખરે શ્રીકૃષ્ણ સાંજ પડવા આવી હતી એટલે પાંડવોને લઇ નદીતીરે ગયા, અને છાવણીઓ ઠોકી રાતની રાત ત્યાં જ વાસો કર્યો.

*

પ્રકરણ ૨૦ મું:

## અશ્વત્થામાની અધમતા

કર્ણે મહાભારતના યુદ્ધમાં સેનાપતિપદ સ્વીકાર્યું એ ભાગને કર્ણ-પર્વ કહે છે. અઢારમા દિવસે શલ્યના સેનાપતિપણા નીચે યુદ્ધ થયું તે કથાભાગને શલ્ય-પર્વનું નામ આપ્યું છે. દુર્યોધન હણાયો ત્યાં સુધીનો કથાભાગ શલ્ય-પર્વમાં આવે છે. ત્યાંથી આગળનો ભાગ સૌપ્તિક પર્વમાં આવે છે, ને તે પર્વની વાર્તા હવે કહેવાની છે.

દુર્યોધન પડ્યો એ સમાચાર અશ્વત્થામા, કૃતવર્મા અને કૃપાચાર્યને મળ્યા. તેઓ દુર્યોધનની પાસે ગયા. હસ્તિનાપુરના રાજરાજેશ્વરને આજ પશુની જેમ ધરતી ઉપર રોળાતો જોઈ ત્રણેનું હૈયું ભરાઈ આવ્યું. દુર્યોધને તેમને દિલાસો દીધો. દુર્યોધનના શરીર ઉપર થયેલા ઘાની પીડા પળે પળે વધતી જતી હતી. કૌરવરાજનો તરફડાટ અસહ્ય હતો.

એની આવી બૂરી દશા જોઇ અશ્વત્થામા ઉકળી ઊઠયો. એણે દુર્યોધન સમક્ષ પ્રતિજ્ઞા કરી કે પાંડવોને એમની દુષ્ટતાનો હું બરાબર બદલો આપ્યા વગર નહિ રહું.

દુર્યોધનને મરતાં મરતાં પણ પાંડવોના નાશના આ છેલ્લા પ્રયત્નની વાતથી આનંદ થયો. એણે કૃપાચાર્યને હાથે ત્યાં ને ત્યાં જ કૌરવો તરફથી અશ્વત્થામાનો સેનાપતિપદે અભિષેક કરાવ્યો. પછી ત્રણે જણે ત્યાંથી દુર્યોધનની વિદાય લીધી.

વનચર પશુઓને પોતાના હોકારાથી હાંકતો ને ઘાની અસહ્ય પીડાથી ત્રાસ પામી ગયેલો કૌરવરાજ ત્યાં જ પડી રહ્યો.

અશ્વત્થામાએ પાંડવોનો નાશ કરવાના બહુબહુ વિચાર કરી જોયા, પણ એ કામ ધારવા જેટલું સરળ નહોતું. આખરે ત્રણે લેરુઓએ રાતોરાત જંગલમાં એક ઝાડ તળે જ વાસો કર્યો.

કૃતવર્મા ને કૃપાચાર્ય તો સૂઈ ગયા, પણ અશ્વત્થામાને પોતાની લીધેલી પ્રતિજ્ઞાના મગજ ઉપરના ભારણને લીધે ઊંઘ આવી ન શકી.

એટલામાં એક વિચિત્ર બનાવ બન્યો. જોડેના વડના ઝાડ પર સેંકડો કાગડા માળામાં સૂતા હતા. ત્યાં અચાનક એક ઘુવડ આવી ચડયું. દહાડે કાગડા ઘુવડને મારી નાખે, પણ રાત્રે કાગડાઓનું શું જોર? એટલે દહાડાનું વેર યાદ કરી ઘુવડે ગુપચુપ રાતોરાત અનેક કાગડાઓને મારી નાખ્યા.

અશ્વત્થામાને પક્ષીઓની આ લડાઈ ઉપરથી નવો મુદ્દો સૂઝયો. પાંડવોની છાવણીમાં રાતોરાત ઘૂસી જઇ

એમને ઊંઘમાં જ ઠાર કરી, એમની સેનાનો રાતોરાત નાશ કરવો જોઈએ.

એણે કૃપાચાર્ય ને કૃતવર્માને જગાડયા. કૃપાચાર્યે બ્રાહ્મણપુત્ર થઈ આવું અધમ હીચકારું કામ કરતાં અશ્વત્થામાને વાર્યો, પણ એ આજ વેરની ધૂનમાં પાગલ બની ગયો હતો. આખરે ત્રણે જણા છૂપી રીતે પાંડવોની છાવણી આગળ ગયા.

લડાઈ સમાપ્ત થઈ હતી. શત્રુઓનો નાશ થઈ ગયો હતો. હવે શક-ભય નહોતો એમ માની પાંડવો અને પાંચાલો આજ બહુ દિવસે આરામથી ગાઢ ઊંઘમાં પડયા હતા. અશ્વત્થામાએ છાવણીની બહાર નીકળવાના દ્વાર આગળ કૃપાચાર્ય અને કૃતવર્માને સંતાઈને ઊભા રહેવાનું કહ્યું. જે કોઈ અંદરથી નીકળી બહાર નાસવા જાય એને ત્યાં જ ઠાર કરી નાખવા સૂચના કરી પોતે અંદર પેઠો.

પહેલાં પાંચાલોના તંબૂમાં પેઠો. ગુરુ દ્રોણને હણનાર ધૃષ્ટદ્યુમ્નને ગળચી દબાવી બેઠો કર્યો. ગડદાપાટુ અને સખત મૂઢ માર મારી ધૃષ્ટદ્યુમ્નને અશ્વત્થામાએ પથારીમાં જ મારી નાખ્યો ! અશ્વત્થામાએ બાપનું વેર આમ સૂતા શત્રુ ઉપર હુમલો કરીને લીધું !

અશ્વત્થામાએ એક પછી એક પાંચાલોને પોતાનાં હથિયારો વતી મારવા માંડયા. ગડબડાટમાં જાગી ઊઠી જેઓ બહાર દોડયા તેમને કૃપાચાર્ય અને કૃતવર્માએ પૂરા કર્યા.

એ રીતે તમામ પાંચાલોનો નાશ કરી અશ્વત્થામા છૂપી રીતે પાંડવ છાવણીમાં ઘૂસ્યો.

દ્રૌપદીના પાંચ પુત્રો એક તંબૂમાં નિરાંતે સૂતા હતા. રાતના અંધારામાં પાંચ પાંડવો ધારી લઇ અશ્વત્થામાએ પથારીમાં જ નિર્દયતાથી એમને ઠાર કર્યા !

આ બાજુ કૃતવર્માએ પાંડવોની છાવણીના તંબૂઓને બહારથી આગ લગાડી. ચારે બાજુ આગ–આગ થઇ રહી.

પાંડવ–પક્ષના બચેલા લડવૈયાઓ ગભરાટના માર્યા અર્ધી ઊંઘમાં તંબૂ છોડી બહાર નાસવા ગયા, તેમને રાતના અંધારામાં કૃતવર્માએ માર્યા. કાંઇ સૂજ કે સમજ ન પડવાથી ગભરાટમાં ને ગભરાટમાં શત્રુ કે મિત્ર ઓળખી ન શકાયા, એટલે પાંડવસેનાએ આપસ–આપસમાં જ કાપાકાપી ચલાવી. આ કાપાકાપીમાં પાંડવપક્ષનાં ઘણાં માણુસો હણાયાં.

આ રીતે પાંડવ–પક્ષ ઉપર હીચકારો હુમલો કર્યાનો સંતોષ માની ત્રણે જણા આ સમાચાર દુર્યોધનને આપવા દોડયા.

દુર્યોધનના મોંમાંથી લોહી વહી જતું હતું. ધીમેધીમે એનું ભાન ઓછું થતું જતું હતું. ત્રણે જણ દુર્યોધનની છેક પાસે ગયા, પણ કૌરવરાજ આજ એમને ઓળખી શકવા અશક્ત હતો. છતાં અશ્વત્થામાએ દુર્યોધનના છેક કાનની પાસે મોં લઇ જઇને કહ્યું: 'મહારાજ, આપ જીવતા હો તો આ શુભ સમાચાર સાંભળી લો. અમે ત્રણ જણે મળીને આજ બચેલા આખા પાંડવસૈન્યનો નાશ કરી નાખ્યો છે; ને

તેમના તંબૂઓ સળગાવી મૂકયા છે. પાંચ પાંડવો, શ્રીકૃષ્ણ, અને સાત્યકિ સિવાય પાંડવપક્ષમાં એક પણ પુરુષ હવે જીવતો રહ્યો નથી!'

મરતાં મરતાં પણ આ સમાચાર સાંભળી દુર્યોધનનું ગયેલું ભાન ફરી આવ્યું. અશ્વત્થામા તરફ ટગર ટગર જોઈ એનાં વખાણ કરતો દુર્યોધન બોલ્યો: 'મિત્રો! કર્ણ, દ્રોણ ને ભીષ્મદાદા જેવા જે કામ ન કરી શકયા તે તમે કર્યું તેથી તમને બહુ ધન્યવાદ ઘટે છે. પાંચાલો તથા પાંડવ–સૈનિકોના નાશની વાતથી આજ મારી છાતી ગજ–ગજ ઊછળે છે. હવે હું સુખે મરીશ!'

એમ બોલી દુર્યોધને સૂતાં સૂતાં ત્રણે વીરોને એક પછી એક આલિંગન કર્યું. આખરે જોતજોતામાં એનો પ્રાણ ચાલ્યો ગયો.

આંખમાં આંસુ સાથે ત્રણે જણા ત્યાંથી શહેર તરફ ચાલ્યા ગયાં.

સવારમાં દુર્યોધનના મરણના સમાચાર સાંભળી ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને કૌરવ–સ્ત્રીઓના ભીષણ કકળાટથી હસ્તિનાપુરના રાજમહેલમાં શોકનું વાતાવરણ છવાઇ રહ્યું. આજના જેવો વિલાપ ત્યાં ક્યારે પણ સંભળાયો ન હતો.

પાંચાલકુળના સર્વ વીરો રાતમાં માર્યા ગયા એ સમાચાર સાંભળી દ્રૌપદી તો હબકી જ ગઇ. પણ જ્યારે એણે પોતાના પાંચે પુત્રોને નિર્દયતાથી હણાયલા દીઠા ત્યારે તો એ સાન–ભાન ભૂલી બાવરી બની ગઈ.

છૂટે ચોટલે એણે મહાભયંકર વિલાપ કરવા માંડયો. પાંડવોએ ને શ્રીકૃષ્ણે એને બહુબહુ આશ્વાસન દીધું, પણ એનો શોક કેમ કર્યો શમે નહિ.

અશ્વત્થામાની અધમતા યાદ કરી દ્રૌપદીએ ત્યાં ને ત્યાં જ પ્રતિજ્ઞા કરી કે: 'મારાં બાળકોને મધરાતની વેળાએ ચેતવણી વગર નિર્દયતાથી મારી નાખનાર એ પાપી અશ્વ-ત્થામાને મારી, એના માથામાંનો મણિ મને લાવી ન આપો ત્યાં લગી હું અન્ન લેવાની નથી. મારા પુત્રોના વિયોગે હું પણ અનાજ તજી મારો પ્રાણ આપીશ!'

ભીમસેન દ્રૌપદીને ખાતર અશ્વત્થામાની ખબર લેવા દોડયો. અશ્વત્થામાની પાસે 'બ્રહ્મશિરા' નામનું એક મહા તેજસ્વી પ્રાણઘાતક હથિયાર હતું. એ હથિયારનો પ્રયોગ જો ભીમસેન ઉપર થાય તો ભીમ બચે એમ ન હતું, એટલે ભીમસેનની રક્ષા કરવા અર્જુન, કૃષ્ણ, યુધિષ્ઠિર વગેરે પણ નીકળી પડયા.

ગંગાતટ ઉપર મહર્ષિ વેદવ્યાસની પાસે અશ્વત્થામા બેઠો હતો, તેને ભીમે પડકારીને સામે આણ્યો. અશ્વત્થામાએ ભીમની આંખમાંથી વરસતું વેર જોયું, ને એણે બ્રહ્મશિરા અસ્ત્રનો પ્રયોગ ભીમ પર કર્યો. શ્રીકૃષ્ણની સલાહથી અર્જુને અશ્વત્થામા ઉપર એવા જ ભયંકર પાશુપતાસ્ત્રને ફેંક્યું.

બંને અસ્ત્રો સામસામી અથડાયાં. ચારે બાજુ આગના સોળા ઊઠયા. ધરતી બળું-બળું થવા લાગી. આકાશમાં ઉલ્કાપાત થવા લાગ્યા. કડાકાભડાકાઓથી પૃથ્વી ગાજી રહી. દુનિયાનો પ્રલયકાળ પાસે આવેલો લાગ્યો.

આ ભયંકર સ્થિતિ જોઈ મહર્ષિ વેદવ્યાસ, નારદમુનિ વગેરે વચ્ચે પડયા, ને બંનેને હથિયારો પાછાં ખેંચી લેવા વિનંતિ કરી. અર્જુને તો બહુ સમજાવ્યા બાદ પોતાનું અસ્ત્ર પાછું ખેંચી લીધું, પણ અશ્વત્થામાને પોતાનું શસ્ત્ર પાછું ખેંચતાં આવડતું નહોતું!

આખરે ઋષિઓએ વચ્ચે પડીને એવો તોડ કાઢયો કે અશ્વત્થામાના હથિયારે અભિમન્યુની પત્ની ઉત્તરાના ગર્ભમાંના બાળક ઉપર હુમલો કરવો, ને અર્જુને પોતાનું અસ્ત્ર પાછું ખેંચી લઈ અશ્વત્થામાનો જીવ બચાવ્યો માટે અશ્વત્થામાએ એના માથાનો મણિ ઉખેડીને પાંડવોને સોંપી દેવો.

મણિ સોંપી દઇ નિસ્તેજ બનેલો અશ્વત્થામા વેરઝેર ભૂલી, પોતાનાં પાપકર્મોનો પસ્તાવો કરવા બાકીનું જીવન વેદવ્યાસની પાસે સાચા બ્રાહ્મણની માફક ગાળવાનો સંકલ્પ કરી ત્યાં જ રહ્યો.

પાંડવો મણિ લઇ દ્રૌપદી પાસે આવ્યા.

ભીમસેને દ્રૌપદીને મણિ આપ્યો ને સમજાવી કે ગુરુ-પુત્રની હત્યા કરવા કરતાં એનું તેજ હણી નાખી આ મણિ આણ્યો છે એ બસ છે. હવે એ જીવતો છતાં મુએલો છે. માટે પ્રતિજ્ઞા પૂરી થઇ ગણી શોકને ઓછો કરી નાખ.

દ્રૌપદીએ ભીમની સલાહ માની ને ભોજન લીધું.

પ્રકરણ ૨૧ મું

# ગાંધારીનો શાપ

મહાભારતના અઢાર દિવસના મહાયુદ્ધમાં કૌરવો અને પાંડવોની અઢાર અક્ષૌહિણી જેવડી જંગી સેનાનો નાશ થઇ ગયો. પૃથ્વી વીરો વગરની બની ગઈ એમ કહીએ તો પણ ચાલે, કારણ આ યુદ્ધમાં દુનિયાના ઘણા ઘણા ભાગના નામીચા લડવૈયાઓએ ભાગ લીધો હતો, ને એ સૌ માર્યા ગયા હતા.

આજ ઘેરઘેર શોક અને સંતાપની ઝડીઓ વરસી રહી છે. સૌથી વધારે દિલગીરી ધૃતરાષ્ટ્રને ઘેર વ્યાપી રહી છે. જેનો એક પુત્ર મરી જાય તેનાં માબાપ ગાંડાં સરખાં બની જાય છે, તો જે માતપિતાના જુવાનજોધ જેવા સો સો પુત્રો અઢાર દિવસના યુદ્ધમાં મોતના મોંમાં જતા રહ્યા એમના સંતાપની શી વાત કરવી ?

વારંવાર માથું પછાડતા ધૃતરાષ્ટ્રને આંખમાં આંસુ

સાથે મહાત્મા વિદુર દિલાસો દેતા. કેમે કર્યું ધૃતરાષ્ટ્ર ને ગાંધારીનું રુદન બંધ થતું ન હતું !

એ ઉપરાંત બધાં મરણ પામેલાં સગાંસંબંધીઓનાં શ્રાદ્ધ ને તર્પણની ક્રિયા પણ કરવી જોઇએ, એટલે વિદુરજી કૌરવોની સર્વ વિધવા પુત્રવધૂઓ તથા માતા ગાંધારીને લઇ કુરુક્ષેત્રમાં ગયા. ધૃતરાષ્ટ્ર પણ સાથે થયા.

હસ્તિનાપુરના નગરવાસીઓની છાતી આ શોક–સરઘસ જોઇ ફાટી જતી હતી. જે કૌરવ–કુળવધૂઓનાં દર્શન સૂર્યદેવને પણ કરવાં દુર્લભ હતાં, જે રાજલક્ષ્મીઓની તહેનાતમાં હોકારા દેતાં હજારો દાસદાસીઓ હાજર રહેતાં, જે નવજુવાન રૂપસુંદરીઓની ચારે બાજુ વિલાસ ને વૈભવનાં સાધનો ભર્યાંપૂર્યાં રહેતાં, એ કૌરવોની કામિનીઓ આજ છૂટે મોંએ વિલાપ કરતી, મોતનાં ગીતો ગાતી, પડતી આખડતી, રખડતી, રઝળતી, ભારે દયામણા વેશમાં જમીન ઉપર ચાલતી કુરુક્ષેત્રના તીર્થસ્થાનમાં જતી હતી ! લડાઈ સૌથી ભયંકર ને ભૂંડી ચીજ છે એ વાત હસ્તિનાપુરના નગરજનોના હૈયામાં આજના બનાવથી જિંદગીભર કોતરાઇ રહી.

પાંડવો યુયુત્સુ, સાત્યકિ અને શ્રીકૃષ્ણને લઇ ધૃતરાષ્ટ્રને મળવા આવ્યા. કૌરવ–સ્ત્રીઓના હૃદયભેદક વિલાપથી યુધિષ્ઠિરને બહુ ભારે દુઃખ થયું. દ્રૌપદી પણ પાંચાલ સ્ત્રીઓની સાથે આવી હતી. તેનું હૈયું પણ ભરાઈ આવ્યું, ને એ પણ છૂટે મોંએ રડવા લાગી. લડાઇ લડીને કોઇના હૈયામાં આજ આનંદ નહોતો રહ્યો.

પાંચે ભાઇઓએ ધૃતરાષ્ટ્રને પ્રણામ કર્યા. પહેલાં તો ધૃતરાષ્ટ્રે એમની સાથે એક અક્ષર પણ બોલવાની ના પાડી, પણ આખરે શ્રીકૃષ્ણની સમજાવટથી એ શાંત થયા. સૌને આશીર્વાદ દીધા.

થોડી વાર રહી ધૃતરાષ્ટ્ર બોલ્યા: 'બેટા ભીમ, તું ક્યાં છે? મારે તને મળવું છે.'

શ્રીકૃષ્ણે ભીમના જ જેવડું ને એના જ આકારનું એક મોટું લોઢાનું પૂતળું તૈયાર કરાવ્યું હતું. ધૃતરાષ્ટ્ર પૂતળાને ભીમ સમજીને ભેટયા, ને એવા જોરથી ચૂડ ભરાવી કે એ પૂતળાના ભાંગીને ભુકકા થઇ ગયા!

ધૃતરાષ્ટ્રના મનનો મેલ જોઇ પાંડવો તો અજાયબીથી આભા બની ગયા.

આખરે ધૃતરાષ્ટ્ર રડી પડયા, ને બોલ્યા: 'અરેરે! બેટા ભીમ! પુત્રોના શોકના આવેશમાં મેં તને મારી નાખ્યો! મારી દુષ્ટતાને ધિક્કાર છે!'

શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને બધો ખુલાસો કર્યો. એમના મનમાંથી હવે પાપ નીકળી ગયું હતું. પાંડવોને હવે એ સંતોષથી સાફ દિલે ભેટયા.

ધૃતરાષ્ટ્રના મનને શાંત કરી સૌને લઇને શ્રીકૃષ્ણ ગાંધારીની પાસે ગયા, ને એમને પ્રણામ કર્યા.

ભીમનું હૈયું પણ ભરાઈ આવ્યું. જે બળવાન વીરે ક્રોધથી ઉન્મત્ત બની કૌરવોને રણમાં રોળી નાખ્યા એ મહાવીર એક અબળાની દુર્દશા જોઇ આજે અકળાઇ ઊઠયો. માતા

ગાંધારીના પગમાં માથું નાખી એ ગળગળે સાદે બોલ્યો: ‘માતા, વંદન! મેં તમારા પુત્રોને માર્યા છે. હું તમારો ભારે અપરાધી છું. મને જે યોગ્ય લાગે તે દંડ આપો. માતા! તમારું દુખ આજ મારાથી જોયું જતું નથી.’

ગાંધારી સૂકા અવાજે બોલી: ‘બેટા, મારા સો દીકરામાંથી એકાદ પણ જીવતો રહ્યો હોત તો અમ આંધળાની આંખ સમાન ગણી મન વાળત. હશે, તમારો શો દોષ? તમે હવે સુખી રહો એ જ મારી આશિષ છે. હવે તો મારે તમને જ પુત્ર માનીને સંતોષ લેવાનો છે.’

ગાંધારીએ પાંચે પાંડવોને તો આશીર્વાદ દીધા, પણ સારસીની જેમ વિલાપ કરતી કૌરવ–કુળવધૂઓને જોઈ એનો ગુસ્સો વધી ગયો. સર્વ કારસ્થાનના મૂળ શ્રીકૃષ્ણને ગાંધારી કહેવા લાગી: ‘હે કૃષ્ણ, તમે જ પાંડવ–કૌરવોની લડાઇમાં આગેવાનીભર્યો ભાગ ભજવ્યો છે. તમે લડાઇમાં ન ભેળાવાનો દંભ કરી, લડાઇમાં ધર્મ કે અધર્મની પરવા કર્યા વગર કાવતરાં રચી અમારા આખા કૌરવકુળનો સંહાર કરાવ્યો છે. મારા મનને હું બહુ વારું છું પણ તમારા ઉપરનો મારો ક્રોધ કેમે કર્યો ઓછો થતો નથી. કકળતી આંતરડીઓ પોકારે છે કે એક દિવસ જેમ મારી પુત્રવધૂઓ આજે વિલાપ કરે છે તેમ એક દિવસ તમારા આખા કુળનો નાશ થશે, ને યાદવકુળની સ્ત્રીઓ આવી રીતે પોકેપોક મૂકીને રોશે!’

શ્રીકૃષ્ણ હસતાં હસતાં બોલ્યા: ‘માતા, તમારો શાપ માથે ચડાવું છું. પુત્રશોકથી આજ તમારા હૈયામાં ભારે ગમગીની પેદા થઈ છે તે હું સમજી શકું છું. યાદવોની

સત્તાનો દોર તોડનાર આજ ભારતવર્ષમાં કોઈ છે નહિ, એટલે એમનો દોરદમામ એમના પોતાના જ કલહથી તૂટવાનો છે, એટલે આપનો શાપ ફળશે જ. એમાં તમે ને હું શું કરીશું ?'

ગાંધારીની વિદાય લઈ પાંડવો કુંતામાતા પાસે ગયા. કુંતાને પાંચે પુત્રોને સાજાસમા આવેલા જોઈ હરખ થયો, પણ દ્રૌપદીને જોતાં જ એમનો હરખ શોકમાં પલટાઈ ગયો. દ્રૌપદી રડતી રડતી બોલી: 'માતા, મારા પાંચે પુત્ર ને સુભદ્રાદેવીનો પુત્ર–બધા રણમાં રોળાઇ ગયા !'

દ્રૌપદી રડી પડી. એનો ડુમો માય નહિ.

કુંતાની આંખમાંથી પણ આંસુની ધારા ચાલી.

આખરે ગાંધારી બોલી: 'દ્રૌપદી બેટા, ક્ષત્રાણીઓ પુત્રોને જન્મ આપે છે તે દાભને સાથરે સૂઈ દેહ તજવા નહિ. ક્ષત્રિયજાયા તો રણમાં જ રોળાય. હશે. બેટા, શાંત થા.'

*

પ્રકરણ ૨૨ મું :

## ધર્મરાજ્યની સ્થાપના

વિદુર, ધૃતરાષ્ટ્ર વગેરેની આજ્ઞાથી પાંડવોએ તે પછી બધા મરણ પામેલા વીરોના શબને અગ્નિસંસ્કાર કર્યા. અનેક સ્ત્રીઓના દયાજનક વિલાપથી યુધિષ્ઠિરની છાતીમાં જાણે શૂળો ભોંકાતી હતી. કોઇનો પિતા, કોઇનો પુત્ર, કોઇનો ભાઈ, કોઇનો પતિ, કોઇનો વાગ્દાન પામેલો પતિ, એમ દરેક સ્ત્રીનાં કોઇ ને કોઇ સગાંના મરણ માટેના વિલાપો કાળજું કંપાવી મૂકે એવા ભયંકર હતા.

મહાભારત કથામાં દ્રૌપદીના સૂતેલા પુત્રોને અશ્વત્થામાએ હણી નાખ્યા એ કથાપ્રસંગ સૌપ્તિક પર્વને નામે ઓળખાય છે. તે પછી કૌરવ સ્ત્રીઓ કુરુક્ષેત્રમાં આવી અને એમના વિલાપથી બધે હાહાકાર મચી રહ્યો એ કથાપ્રસંગને 'સ્ત્રી–પર્વ'ને નામે ઓળખવામાં આવે છે.

પાંડવોએ મોટીમોટી ચિતાઓ ખડકી ને એક પછી એક શબને અંદર હોમવા માંડ્યાં. ચિતાની જ્વાળાઓ

આકાશને અડવા લાગી. થોડા વખતમાં તમામ શબની રાખ થઇ ગઇ.

દેણુ દઇને સૌ પાછાં નદીકિનારે આવ્યાં. બધાની તર્પણુક્રિયા વિધિપૂર્વક થવા લાગી.

આંસુભરી આંખે કુંતામાતા યુધિષ્ઠિરને કહેવા લાગ્યાં: બેટા, કર્ણુને તું ખાસ તર્પણુ આપજે.'

'કેમ, મા?'

'એ તારો મોટો ભાઈ હતો.' એમ કહી કુંતાએ લાજ–શરમ છોડી નીગળતે આંસુએ કર્ણુની બધી કહાણી કહી સંભળાવી.

યુધિષ્ઠિરનું શરીર ને મન લડાઇના વિજય પછી સગાં-સંબંધીઓના વિલાપથી અકળાઈ ગયું હતું તેમાં આ સમાચાર સાંભળીને તો એમના સંતાપનો પાર ન રહ્યો. તે બબડી ઊઠયા: 'ધિક્કાર છે આ વિજયને; કર્ણુને ન હણુતાં એને રાજ્ય સોંપી અમે વનમાં જતા રહ્યા હોત તો પણુ સારું થાત.'

યુધિષ્ઠિરનું હૈયું ભરાઈ આવેલું જોઇ કુંતાએ એમને ઘણો દિલાસો દીધો. પણુ આજ એમના હૈયામાં એટલી ભયાનક શોકની જ્વાળાઓ સળગતી હતી કે એમના જીવને કશાથી ચેન ન પડયું.

વખત વખતનું કામ કર્યે જાય છે. મહાભારતના યુદ્ધને પણુ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા, ને એની

અસર ધીમેધીમે ઓછી થવા લાગી. બધું ધીમેધીમે વ્યવસ્થાસર ચાલવા માંડયું હતું.

હવે રાજ્યાભિષેકનો પ્રસંગ આવી લાગ્યો.

યુધિષ્ઠિરનું હૈયું વખતના વહેવા સાથે શાંત થયું ન હતું. એમણે રાજગાદી ઉપર બેસવા ના પાડી, ને અર્જુનને રાજ્ય સોંપી પોતે વનમાં જવા ઇચ્છા દર્શાવી!

સૌ સગાંને બોલાવી યુધિષ્ઠિર બોલ્યા: 'આ રાજ્ય ઉપર મને ભારે તિરસ્કાર આવ્યો છે. સર્વ હિત–સંબંધીઓ, સગાંવહાલાં વગેરેને મારીને મેળવેલા આ રાજ્યમાં હું કશું સુખ જોઈ શકતો નથી. શું હિંસા કરી માણસ કદી સુખી થઈ શકે? હે ભગવાન! એવો દિવસ ક્યારે આવશે કે જ્યારે કેવળ અહિંસાથી જ જગતનાં વેર–ઝેર શાંત કરવાનો કીમિયો શોધાશે? આપણા આ રાજ્યલોભને પરિણામે કેટલી યે માતાઓના ખોળા સૂના થયા, કેટલી યે નવજુવાન સ્ત્રીઓ સૌભાગ્ય વગરની બની, ને કેટલાંય ઘેર એકના એક દીકરાના મોતથી તાળાં વસાયાં છે. અરેરે! મેં તો મારો આ ભવ પણ બગાડયો, ને આ ભયંકર નરહિંસાથી પરલોક પણ બગાડયો!'

ભાઇઓએ યુધિષ્ઠિરને અનેક પ્રકારનાં બોધવચનો કહી દિલાસો દેવા પ્રયત્ન કર્યો. દ્રૌપદીએ પણ જુસ્સાદાર વાણીમાં રાજધર્મની વ્યાખ્યા કરી બતાવી; કૌરવો એમના જ પાપે હણાયા છે, એ સમજાવ્યું ને રાજકારભાર સંભાળી લેવા આગ્રહપૂર્વક આજીજી કરી.



દ્રૌપદી ઢગલો થઇ જમીન ઉપર ઢળી પડી.

—પાન ૨૭૭



દુઃશાસન વધ.

—પાન [illegible]

પણ યુધિષ્ઠિરના મનનું સમાધાન ન થયું. એમને સંસાર ઉપર વધારે ને વધારે અણગમો થવા લાગ્યો.

એક દિવસ મહર્ષિ વેદવ્યાસ આવ્યા. એમણે બહુ દાખલાદલીલો સાથે ધર્મરાજને ખોટો શોક છોડી દઇ ક્ષત્રિયધર્મનું પાલન કરવા ઉપદેશ દીધો.

શ્રીકૃષ્ણે પણ યુધિષ્ઠિરને કહ્યું: 'તમે આ ખોટો મોહ ને શોક તજી દો. તમારા ભાઇઓ, મિત્રો અને પત્ની વગેરે તરફની તમારી ફરજ પણ વિચારો, અને હવે વધારે વિચાર ન કરતાં શુભ મુહૂર્તમાં હસ્તિનાપુરમાં વિજયપ્રવેશ કરો. મહર્ષિ વેદવ્યાસની સલાહ તદ્દન વાજબી છે. મારી પણ એ જ સલાહ છે.'

આખરે ધર્મરાજે સૌનું કહેવું કબૂલ કર્યું, અને એક શુભ દિવસે મંગળ મુહૂર્તે સર્વ સગાંસંબંધી અને પરિવાર સાથે ધામધુમથી હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.

હસ્તિનાપુરમાં નગરજનોએ ધર્મરાજને હરખભેર આવકાર આપ્યો.

ધર્મરાજ યુધિષ્ઠિરને વિધિપૂર્વક ધામધુમથી રાજ્યાભિષેક કરવામાં આવ્યો. હસ્તિનાપુરની ગાદીને ભારે મારનાર અધર્મીઓ અને પાખંડીઓના દોરદમામનો આજે અંત આવ્યો. ન્યાય ને ધર્મનું રાજ્ય સ્થપાયું. આખા ભરતખંડમાં આનંદઆનંદ થઇ રહ્યો.

રાજગાદી મળી કે તરત યુધિષ્ઠિરે આખા દેશમાં ધર્મ ને ન્યાય–નીતિનો ડંકો વગાડી દીધો. જોખમદારીવાળી

જગાએ ઉપર પ્રજાનું મનરંજન કરી સીધા રાહ પર ચાલે એવા આબરૂદાર કર્મચારીઓ નીમવામાં આવ્યા. ભીમસેનને યુવરાજપદ આપવામાં આવ્યું. મહાત્મા વિદુરને મુખ્ય મંત્રી નીમવામાં આવ્યા. અર્જુનને યુદ્ધ અને સુલેહખાતાંનો પ્રધાન બનાવવામાં આવ્યો. નકુળને સેનાનાયક અને સહદેવને અંગરક્ષકોના વડા અધિકારીપદે નીમ્યો. દેવસેવાનું કામ પુરોહિત ધૌમ્યમુનિને સોંપાયું. અને એ બધા વડા અમલદારોને સખત તાકીદ કરી કે કોઇ પણ કામ વડીલ કાકા ધૃતરાષ્ટ્રને પૂછયા વગર કરવું નહિ. એ કહે એ મુજબ જ રાજ્યની વ્યવસ્થા ચલાવવી.

*

પ્રકરણ ૨૩ મું :

## અશ્વમેધ યજ્ઞ

વખત વખતનું કામ કર્યે જાય છે. એ કોઈના માટે થોભતો નથી. ધર્મરાજની સ્થાપના થયાને પણ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા.

એટલામાં સૂર્ય ઉત્તરાયણના થવાની વેળા આવી લાગી. (મકરસંક્રાંતિ ઉપર સૂર્ય ઉત્તરાયણના થાય છે.) યુધિષ્ઠિર શ્રીકૃષ્ણ અને બીજા લોકોને લઇ ભીષ્મ પિતામહની બાણ-શય્યા આગળ એમના દર્શન અને ઉપદેશ માટે ગયા.

કુરુક્ષેત્રના મહાયુદ્ધ પછી ધર્મરાજ્યની સ્થાપના થઈ એ કથાભાગને શાંતિપર્વ કહેવામાં આવે છે. તે પછી ભીષ્મની પાસે યુધિષ્ઠિર ગયા, ને એમને રાજ્યનીતિ, ધર્મ, ન્યાય, વગેરેનો ઉપદેશ આપ્યો, એ ભાગને અનુશાસન પર્વ કહેવામાં આવે છે.

શ્રીકૃષ્ણે ભીષ્મને પ્રણામ કરીને કહ્યું: 'કુરુશ્રેષ્ઠ, ગુરુ,

દાદા, ભાઈ ભાંડુ વગેરેને મારવામાં પોતે નિમિત્ત થયા તે માટે યુધિષ્ઠિરને બહુ સંતાપ થાય છે. એમની ચિંતા આપ મટાડો.'

ભીષ્મપિતામહ બોલ્યા: 'એમાં ચિંતા શા માટે કરવી? યુધિષ્ઠિરે સાચા ક્ષત્રિયની માફક રણભૂમિમાં જ સૌનો નાશ કર્યો છે. ચોરીછૂપી ને દગાફટકાથી કોઈને ઘરબેઠાં માર્યા નથી. યુદ્ધ તો ક્ષત્રિયપુત્રનો ધર્મ જ છે.

'વળી યુદ્ધ કરી જીતેલી પૃથ્વી ઉપર ઉત્તમ રીતે રાજ્ય કરવું એ હવે તમારું પરમ કર્તવ્ય છે. રાજધર્મ ક્ષત્રિયો માટે સૌથી ઉત્તમ ધર્મ છે. નીતિ ને ધર્મથી ચાલી પ્રજાનું મનરંજન કરી રૂડી રીતે રાજ્ય કરવાથી આ દુનિયામાં તમને યશ મળશે, ને પરલોકમાં સદ્ગતિ થશે.'

ભીષ્મે એ ઉપરાંત યુધિષ્ઠિરને અનેક પ્રકારનો ઉપદેશ આપી એમનો સંદેહ દૂર કર્યો. યુધિષ્ઠિર રાજી થયા. હવે ભીષ્મપિતામહનો અંતકાળ નજીક છે એટલે એમના ઉપદેશનો જેટલો લાભ લેવાય એટલો લેવો એવો વિચાર કરી ધર્મરાજે એમને અનેક પ્રકારના પ્રશ્નો પૂછ્યા, ને ભીષ્મે એના યોગ્ય ખુલાસા કર્યા. ભીષ્મના ઉપદેશવાળો મહાભારતનો કથાભાગ બહુ ઉત્તમ છે, પણ આ ચોપડી તેનું વર્ણન કરવાનું સ્થાન નથી. બાળકો મોટાં થાય ત્યારે આ ભાગ જરૂર વાંચે એવી ભલામણ છે.

ભીષ્મે યુધિષ્ઠિરને ઘણા દિવસો લગી ઉત્તમ પ્રકારનો ઉપદેશ આપ્યો. એક દિવસ તેમણે કહ્યું: 'પુત્ર, હવે તું

જઈને રૂડી રીતે રાજ્ય ચલાવ. હવે સૂર્ય ઉત્તરાયણના થવાને થોડાક દિવસ ખૂટે છે. તે વેળા તમે બધા અહીં આવજો.'

ઉત્તરાયણના સૂર્ય થવાનો દિવસ આવી લાગ્યો એટલે યુધિષ્ઠિર સૌ ભાઈઓ ને પરિવાર સાથે લઇ ભીષ્મ પિતામહ પાસે આવ્યા. સાથે અંધ ધૃતરાષ્ટ્ર, મહાત્મા વિદુર, સાત્યકિ અને શ્રીકૃષ્ણ વગેરે પણ હતા.

જોતજોતામાં ભીષ્મે સૂચના આપી કે હવે હું મારો પ્રાણ તજવાની તૈયારીમાં છું. ભીષ્મના શરીરમાંથી તે વેળા બધાં બાણ આપોઆપ નીકળી ગયાં, ને બધા ઘા રૂઝાઈ ગયા. ભીષ્મે આનંદપૂર્વક પ્રાણત્યાગ કર્યો. આકાશમાંથી દેવતાઓએ એમના ઉપર ફૂલોનો વરસાદ વરસાવ્યો. એમના શબને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. તે પછી નદીએ જઇ એમને જલાંજલિ અર્પી સૌ પોતાના મુકામે આવ્યા.

યુધિષ્ઠિર રૂડી રીતે રાજ્ય કરતા હતા. એમને સૌએ સલાહ આપી કે અશ્વમેધ યજ્ઞ કરવો જોઈએ, ને એ રીતે પાંડવોની શ્રેષ્ઠતાની સૌને જાણ થવી જોઈએ.

યુધિષ્ઠિર યજ્ઞ કરવા તો રાજી હતા, પણ એ કામમાં બહુ વિઘ્નો નડવાનો સંભવ હતો. એ ભારે મહેનતનું કામ હતું. વળી એમાં ખર્ચ પણ પુષ્કળ થવાનો હતો. આ બધી ચિંતાથી યુધિષ્ઠિર ઘેરાયલા હતા, ત્યાં મહર્ષિ વેદવ્યાસે આવી ધર્મરાજને સૂચના આપી કે: 'રાજા મરુતનું પુષ્કળ સોનું ને ધન હિમાલય ઉપર પડી રહેલું છે. તે લઇ આવો, ને આનંદથી યજ્ઞ કરો.'

પાંચે પાંડવો પોતાનાં લશ્કર લઈ હિમાલયના પહાડ ઉપર ગયા. ત્યાંથી પડી રહેલું સઘળું ધન એકઠું કરી જનાવરોની પીઠ ઉપર લાદી હસ્તિનાપુર પાછા આવ્યા.

પાંડવો હિમાલય બાજુ ગયા હતા તે વેળા અભિમન્યુની પત્ની ઉત્તરાને એક મરેલો પુત્ર સાંપડયો. શ્રીકૃષ્ણને અશ્વત્થામા સાથે થયેલી ગોઠવણુની ખબર હતી અને આવો પ્રસંગ બનશે એમ પણ જાણતા હતા, એટલે તે પ્રસંગે તે હાજર હતા.

પાંડવ–કુળની એક માત્ર આશારૂપ એ બાળકને મરેલો અવતરેલો જોઈ આખા કુટુંબમાં હાહાકાર વરતી રહ્યો. પણ શ્રીકૃષ્ણે પોતાના આશીર્વાદ અને પ્રભાવથી એ બાળકને સજીવન કર્યો. એ બાળક–પુત્રનું નામ પરીક્ષિત પડયું. પાંડવો પાછા ફર્યા ત્યારે તેમને આ શુભ સમાચાર મળવાથી પુષ્કળ આનંદ થયો.

અશ્વમેધ યજ્ઞમાં એક સુંદર બળવાન ઘોડો છૂટો મૂકવાનો હોય છે. ઘોડો દેશદેશાંતરમાં ફરે, પણ કોઈ તેને પકડી ન શકે. જો પકડે તો તેની સાથે અશ્વમેધ યજ્ઞ કરનારે લડાઈ કરવી પડે, ને ઘોડો પકડનારને હરાવી ઘોડો છોડાવવો પડે. એ રીતે બધેથી ઘોડો સલામત પાછો આવે એટલે અશ્વમેધ યજ્ઞ કરનારની આખા દેશ ઉપર આણ ફરે. પછી યજ્ઞની બાકીની વિધિ થાય.

પાંડવોએ એક ઉત્તમ પ્રકારનો પંચકલ્યાણી જાતનો ઘોડો પસંદ કર્યો, ને તેને છૂટો મૂકયો. તેની સાથે બાણાવળી અર્જુન મોટું લશ્કર લઈને રવાના થયો. જ્યાં જ્યાં ઘોડાને

પકડયો ત્યાં ત્યાં અર્જુને પકડનારની સાથે યુદ્ધ કરી તેમને હરાવ્યા હતા. પણ એક ઠેકાણે બહુ ભારે મુશ્કેલી નડી.

અર્જુન અગાઉ દેશાટન કરવા નીકળી પડયો ત્યારે મણિપુર જઈ ચડયો હતો, ને ત્યાં ઉલૂપિ નામની નાગકન્યા સાથે પરણ્યો હતો; તે વાત બાળકોને યાદ હશે. અર્જુન તો ઉલૂપિને મણિપુરમાં જ રાખીને રવાના થયો હતો, પણ એને બભ્રુવાહન નામનો એક પરાક્રમી પુત્ર જન્મ્યો હતો. હાલ મણિપુરમાં બભ્રુવાહન રાજ્ય કરતો હતો.

અર્જુન ઘોડો લઇને આવે છે એ સમાચાર સાંભળી બભ્રુવાહનને આનંદ થયો. એણે પિતાનો સત્કાર કરવા પુષ્કળ ધન અને બીજી સામગ્રી સાથે માણસો મોકલ્યાં.

અર્જુને તિરસ્કારથી બધી ચીજો પાછી વાળી ને કરડાકીમાં કહ્યું: 'બભ્રુવાહન મારો પુત્ર ? એ આવો વેપારી વાણિયા જેવો હોય ? મારી સાથે યુદ્ધ કરી પોતાનું પાણી બતાવવાને બદલે અર્જુનનો પુત્ર આવા વાણિયાવેડા કદી કરતો હશે ?'

પિતાનાં આ વચનોથી બભ્રુવાહનને રોમરોમ જવાળા સળગી. એણે યુદ્ધને માટે કમર કસી, ને યજ્ઞનો ઘોડો બાંધ્યો.

અર્જુને બભ્રુવાહનને યુદ્ધનું કહેણ મોકલ્યું.

બભ્રુવાહને એ કહેણ સ્વીકાર્યું ને પોતાની સેના લઇ પિતાની સામે લડવા રણમેદાનમાં આવ્યો.

અર્જુનને પ્રણામ કરી બભ્રુવાહને બાણનો વરસાદ વરસાવવો શરૂ કર્યો. અર્જુન એનું પરાક્રમ જોઈ મોહિત

થઇ ગયો. એણે પણ સામાં બાણ છોડયાં. ભયંકર લડાઈ મચી.

બભ્રુવાહને લડાઇમાં પોતાનો પરચો અર્જુનને બરાબર બતાવ્યો. એણે તીખી ધારવાળું એક જોરદાર બાણ અર્જુનની છાતીમાં તાકીને માર્યું. અર્જુન ઘાયલ થયો ને ભાન ભૂલી ઢળી પડયો.

અર્જુને પણ ક્રોધમાં આવી બભ્રુવાહન ઉપર અસંખ્ય બાણો છોડયા હતાં, ને બભ્રુવાહન પણ ઘાયલ બની ઢળી પડયો હતો.

પુત્ર અને પતિ બંને રણમાં પડયાની વાત સાંભળી બભ્રુવાહનની માતા રણમેદાનમાં આવી. ત્યાંનો દેખાવ જોઈ એનું હૈયું ભરાઇ આવ્યું. અર્જુનના રથ આગળ જઇ એ ચકરી ખાઇ ધરતી ઉપર ઢળી પડી.

એટલામાં બભ્રુવાહન જુવાન, એટલે સચેત થયો. માબાપની મૂર્છા જોઈ એને ખૂબ લાગી આવ્યું. સારાસારા વૈદ્યોને બોલાવી એણે બંનેની માવજત કરી. થોડી વારે બંનેને મૂર્છા વળી.

પોતાનાથી સવાયું પરાક્રમ કરી બતાવનાર વીર પુત્રને જોઇ અર્જુનને બહુ આનંદ થયો. એ હરખથી બભ્રુવાહનને ભેટયો. એની જનેતાને પણ ધન્યવાદ આપ્યો.

આખરે અશ્વમેધ યજ્ઞમાં આવવાનું આમંત્રણ આપી સૌને મળીહળી અર્જુન અશ્વ લઈ સેના સાથે વિદાય થયો.

ઘોડો અનેક દેશમાં ફર્યો. મગધ, બંગ, પુણ્ડ્ર, કોશલ, ચેદિ, કાશી, અંગ, કિરાત, તઝૈન, દશાર્ણ, વગેરે દેશોમાં

એ ફર્યો હતો. ત્રિગર્તો, સિંધુદેશના લોકો અને મગધ તથા ચેદિ રાજાઓએ અશ્વમેધના અશ્વને બાંધ્યો હતો, પણ અર્જુને એમને લડાઈ કરી હરાવ્યા હતા, તથા રથને પાછો મેળવ્યો હતો. નિષાધરાજ એકલવ્યના પુત્રે પણ અર્જુનના ઘોડાને બાંધ્યો હતો. તેની સાથે પણ લડાઇ કરી અર્જુને ઘોડો પાછો મેળવ્યો હતો.

ત્યાંથી ઘોડો દ્રવિડ, આન્ધ્ર, માહિષિક, કાલ, ગિરેય, વગેરે દેશોમાં ફરતો ફરતો સૌરાષ્ટ્ર વીંધી છેક દ્વારકાં પહોંચ્યો. ત્યાંથી ફરતો ફરતો ગાંધાર દેશમાં પહોંચ્યો. શકુનિના મોતનો બદલો લેવાની ધારણાથી ગાંધારવાસીઓએ ઘોડો બાંધી અર્જુન સામે જંગ માંડયો. પણ અર્જુને એમને હરાવ્યા એટલે શકુનિનો પુત્ર શરણે આવ્યો, ને ઘોડો પાછો આપ્યો.

ત્યાંથી ઘોડો હસ્તિનાપુર પાછો આવ્યો.

એ રીતે અનેક આફતોનો સામનો કરી, અપાર પરાક્રમ બતાવી વીરવર અર્જુન પાંડવોના નામનો ડંકો વગાડી દિગ્વિજય કરી પાછો ફર્યો. અર્જુનનું સૌએ હરખભેર સ્વાગત કર્યું.

હવે યજ્ઞનું કામ ધમધોકાર શરૂ થયું. મહર્ષિ વેદવ્યાસ જાતે બીજા અનેક વિદ્વાન ઋષિમુનિઓને લઇ યજ્ઞમાં પધાર્યા હતા. એમને વિધિપૂર્વક યુધિષ્ઠિરને યજ્ઞ કરાવ્યો. યજ્ઞમાં મહારાજ યુધિષ્ઠિરની સાથે સતી દ્રૌપદી પૂજન માટે બેઠાં હતાં. યુધિષ્ઠિરે સૌને પુષ્કળ ધન આપી રાજી કર્યા.

*

પ્રકરણ ૨૪ મું:

## નોળિયાની શિખામણ

મહારાજ યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞના બધે વખાણ થવા લાગ્યાં. પણ એટલામાં એક નોળિયો મહારાજની પાસે આવ્યો ને યજ્ઞ કર્યો એમાં શું મોટું પરાક્રમ કર્યું, એમ કહી યજ્ઞની નિંદા કરવા લાગ્યો.

એ નોળિયો વિચિત્ર જાતનો હતો. એનું અર્ધું શરીર સોનાનું હતું. એની આ વિચિત્ર વાત સાંભળી સૌને નવાઈ લાગી. યુધિષ્ઠિરે નોળિયાને પૂછયું: 'તારો કહેવાનો અર્થ સમજાતો નથી. સ્પષ્ટ સમજાવ.'

નોળિયો કહેવા લાગ્યો: 'સાંભળો મહારાજ, કુરુક્ષેત્રમાં ઉંછવૃત પાળવાવાળો એક બ્રાહ્મણ રહેતો હતો. ખેડૂતો ખેતરમાં પાકેલું અનાજ વાઢીને લઇ જાય, પછી જમીન ઉપર જે થોડા ઘણા દાણા પડી રહ્યા હોય તે વીણી લઇ જે પોતાનું ગુજરાન ચલાવે તેને ઉંછવૃત પાળનાર કહે છે.

'મેં ઉપર જણાવ્યું તે રીતે આ બ્રાહ્મણ પોતાનો ગુજારો કરતો હતો. તે બહુ દયાળુ હતો. ઘેર અતિથિ અભ્યાગત આવે તેને પેલા વીણી આણેલા દાણામાંથી ખવડાવી પછીથી વધે તેમાંથી જ પોતે ખાતો હતો.

'એવામાં એક વર્ષે ભારે દુકાળ પડ્યો. અનાજ બિલકુલ પાક્યું નહિ. બિચારા બ્રાહ્મણને ભિક્ષા માગીને પેટ ભરવું પડ્યું, પણ ભીખ આપનાર ઓછા હતા. આખી પ્રજા દુકાળના ફાંસામાં ફસાયલી હતી એટલે ભીખ માગે તો પણ રોજ ભીખ ન મળે.

'એક દિવસે આખો દહાડો ભિક્ષા માટે રખડ્યો ત્યારે માત્ર થોડાક જવ મળ્યા. એને શેકીને બ્રાહ્મણે એનો સાથવો× બનાવ્યો, અને ખાવાની તૈયારી કરવા લાગ્યો.

'એટલામાં એક ભૂખ્યો બ્રાહ્મણ અતિથિ બનીને આવી ચડ્યો. ઉદાર બ્રાહ્મણે પોતાના ભાગનો સાથવો અતિથિને આપી દીધો. પણ લાંબા વખતથી ભૂખના દુખથી રીબાતા બ્રાહ્મણનું પેટ એટલા સાથવાથી ભરાયું નહિ.

'આંગણે આવેલો અતિથિ ભૂખ્યો રહે એ જોયું જાય એમ ન હતું, એટલે બ્રાહ્મણીએ પોતાના ભાગનો સાથવો પણ પેલા અતિથિને આપી દીધો. હજુ ય અતિથિ તો ભૂખ્યો જ રહ્યો.

× શેકેલા અનાજને દળી નાખી તેનો લોટ કરી અંદર પાણી તથા જરા ગોળ નાખી તેની ગોળી વાળીને ખાય તેને સાથવાનો લાડુ કહે છે. ગોળ ન મળે તો એકલો લોટ ખાઈ પાણી પીએ. કાચો લોટ નડે ને સાથવો શેકેલા લોટનો બને એટલે નડે નહિ એટલો ફેર.

'એ જોઇ બ્રાહ્મણના પુત્રે પોતાના ભાગનો સાથવો અતિથિને રાજી થઇને આપી દીધો.

'ભૂખ્યો અતિથિ એ સાથવો ખાઇ ગયો, તો ય હજી ભૂખ્યો રહ્યો.

'આખરે બ્રાહ્મણના દીકરાની પત્નીએ પોતાના ભાગનો સાથવો પણ મહેમાનને આપી દીધો. બ્રાહ્મણ તે બધો પણ ખાઇ ગયો.

'હવે એની ભૂખ મટી! એણે બ્રાહ્મણ કુટુંબને આશીર્વાદ દીધો.

'આટલું બધું થયું, ભૂખે મરવાની વેળા આવી, પણ એ ઉદારાત્મા બ્રાહ્મણ કે તેનાં કુટુંબીઓનાં મોં ઉપર સહેજ પણ દિલગીરી જણાઈ નહિ. ઊલટું ભૂખ્યાં રહ્યાં પણ અતિથિસેવાનો લહાવો મળ્યો માટે અતિથિનો આભાર માન્યો.

'અતિથિએ ભૂખ્યા બ્રાહ્મણનો વેશ તજી દઇ પોતાની સાચી ઓળખાણ આપી. એ બોલ્યોઃ 'ભલા બ્રાહ્મણ, હું ધર્મ છું. હું તારી પરીક્ષા કરવા આવ્યો હતો. તું મારી કસોટીમાંથી પૂરેપૂરો પાર ઊતર્યો છે. તને અને તારા કુટુંબને ભારે ધન્યવાદ ઘટે છે. તારા જેવાને માટે આ પૃથ્વી લાયક નથી. હું તને સ્વર્ગમાં લઇ જવા આવ્યો છું.'

'ધર્મદેવ એમ બોલી બ્રાહ્મણ, તેના પુત્ર, પુત્રવધૂ, અને બ્રાહ્મણીને સ્વર્ગમાં લઈ ગયા.

'મહારાજ! બ્રાહ્મણના સ્વર્ગમાં ગયા પછી થોડો ઘણો સાથવો જમીન ઉપર વેરાયેલો પડયો હતો તે હું મારા

દરમાંથી બહાર નીકળી ખાવા માંડયો. જેટલો લોટ વધ્યો હતો તે ખાઇ ગયો. ત્યારથી મારું અર્ધું શરીર સોનાનું થઇ ગયું. હું ત્યારનો જ્યાં જ્યાં દાનધર્મ થાય છે ત્યાં ફરું છું, ને કોઇ રીતે મારું બાકીનું શરીર સોનાનું થાય એવી પેરવીમાં રહું છું; પણ આજ લગી મારી ઇચ્છા ફળી નથી.

'આપના અશ્વમેધ યજ્ઞના પ્રસંગે ખૂબ દાન દેવાયાં એટલે મને લાગ્યું કે અહીંનું વધેલું અનાજ ખાવાથી મારું બાકીનું શરીર સોનાનું થશે. પણ મારી એ આશા ફોક નિવડી છે. એ ઉપરથી સાબીત થાય છે કે આપનો અશ્વમેધ યજ્ઞ ભલે ગમે એટલો મોટો હોય, પણ પેલા ઉદારાત્મા બ્રાહ્મણના દાનની તોલે એ પહોંચી શકે એમ નથી.'

એમ બોલી નોળિયો ચાલ્યો ગયો!

યુધિષ્ઠિર બોલ્યા: 'નોળિયાની વાત સાચી છે. સત્કૃત્યો કરતી વેળા માણસે કદી ફૂલાઇ ન જવું જોઇએ. સરજનહારની રચેલી સૃષ્ટિમાં એક કરતાં એક ચડે એવા મળી જ આવે છે, નોળિયો આપણને નમ્રતાનો ઉમદા પાઠ શીખવાડી ગયો છે.'

*

પ્રકરણ ૨૪ મું :

# ધૃતરાષ્ટ્રનો વનવાસ

પાંડવોએ અશ્વમેધ યજ્ઞ કર્યો તેનું વર્ણન મહાભારતના ચૌદમા પર્વમાં કરેલું છે, ને તેથી એ પર્વને અશ્વમેધ પર્વનું નામ આપેલું છે. એ કથાભાગ આપણે ગયા પ્રકરણમાં વાંચી ગયા. હવે પંદરમા આશ્રમવાસિક પર્વનો કથાભાગ આ પ્રકરણમાં આવે છે.

રાજ્યની લગામ હાથમાં લીધા પછી મહારાજ યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્ર અને ગાંધારી સાથે એટલું બધું વિનયભર્યું વર્તન ચલાવ્યું હતું કે બંને જણ પોતાના પુત્રોના શોકની વાત વિસરી ગયાં હતાં. યુધિષ્ઠિરની નમ્રતાથી એમના ઉપર એમને પુત્ર સરખો પ્રેમ થયો હતો. બંને જણાં પાંચે પાંડવોને જ પોતાના પુત્રો માનતા થઇ ગયાં હતાં. એક માત્ર ભીમસેન કોઈ વાર ભડભડીઆ સ્વભાવને લીધે કાંઈ

બોલી જાય તો એમના જુના શોકરૂપી જખમ તાજા થતા.

એમ ને એમ પંદર વર્ષ વીતી ગયાં. હવે એમને હસ્તિનાપુરમાં રહેવાનું રૂચ્યું નહિ. યુધિષ્ઠિર અને પાંડવોની સંમતિ લઈ ધૃતરાષ્ટ્ર અને ગાંધારીએ વનમાં જવાનું ઠરાવ્યું. ત્યાં તપ અને પ્રભુભજન કરી જિંદગીનો બાકીનો ભાગ પૂરો કરવા તેમણે નિશ્ચય કર્યો હતો.

કાર્તકી પુનમના શુભ દિવસે વનવાસીઓનો પોશાક પહેરી અંધ ને વૃદ્ધ ધૃતરાષ્ટ્ર, તેમનાં પત્ની દેવી ગાંધારી મહાત્મા વિદુર અને સંજયને સાથે લઇ પ્રજાજનોની વિદાય લઇ પાંડવોને આશીર્વાદ દઈ વનમાં ગયાં. સંસાર સુખથી ધરાઈ ગયેલાં કુંતામાતા પણ ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની સાથે જ વિદાય થઈ ગયાં.

હસ્તિનાપુરનાં પ્રજાજનો, પાંડવો, દ્રૌપદી, ઉત્તરા, સર્વની આંખોમાંથી વહાલાંઓને વિદાય દેતાં આજ ચોધાર આંસુ પડતાં હતાં.

આખરે ગંગાતટ પાર કરી, કુરુક્ષેત્ર ઓળંગી પાંચે જણાં વનમાં ચાલ્યાં ગયાં. બાકીનાં બધાં હસ્તિનાપુરમાં પાછા ફર્યાં.

જંગલમાં અનેક ઋષિમુનિઓ તપ કરતા હતા. ધૃતરાષ્ટ્ર અને તેમની સાથેની મંડળી ત્યાં જ રહ્યાં અને એમની સાથે રહી તપ કરવા મંડયાં.

એમ ને એમ બહુ વખત વીતી ગયો.

મૂળથી જ યુધિષ્ઠિરને રાજ્યકારભાર તરફ ઉદાસીનતા તો હતી જ, તેમાં વડીલોના વનમાં જવા પછી તેમનું હૈયું વારંવાર ભરાઇ આવતું. તેમને રાજ્ય તરફ વધારે ને વધારે અરુચિ થતી જતી હતી.

એક વાર એમણે વનમાં જઇ વડીલોની ખબર જોઈ આવવા નક્કી કર્યું, અને બધાંને સાથે લઇ વનમાં ગયા.

વનમાં અંધ ધૃતરાષ્ટ્રની આજુબાજુ વીંટાઇ વળી અનેક ઋષિમુનિઓ કથાવાર્તા કરી રહ્યા હતા. વનમાં સંકટો અને જપ તપ વગેરેને લઈ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર શરીરે તદ્દન દુબળા પડી ગયા હતા.

યુધિષ્ઠિરે જઇ એમને પ્રણામ કર્યા. એટલામાં ત્યાં મહાત્મા વિદુર પણ આવી પહોંચ્યા. વિદુરનું શરીર હાડકાંનો માળખો જ બની ગયું હતું.

થોડી વારમાં મહાત્મા વિદુર ત્યાં જ મૃત્યુ પામ્યા.

યુધિષ્ઠિર થોડો વખત વનમાં રહી પાછા ફર્યા.

બેએક વર્ષ બાદ એક દિવસ મહર્ષિ નારદ એમની પાસે આવ્યા, ને કહેવા લાગ્યા: ‘ વનમાં ભયંકર દાવાનળ સળગ્યો ને તેમાં ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુંતામાતા વગેરે બળીને મરણ પામ્યાં છે. ’

પાંડવો શોક કરવા લાગ્યા. હસ્તિનાપુરમાં દિલગીરી ફેલાઈ રહી. સૌ ગંગાકિનારે ગયાં. સ્નાન વિગેરેથી પરવારી મરણ પામેલાં વડીલોનું શ્રાદ્ધ કરી પાછાં ફર્યાં.

*

## પ્રકરણ ૨૫ મું :

# યદુવંશનો નાશ

**મ**હારાજ યુધિષ્ઠિર રાજગાદી ઉપર બેઠાંને છત્રીસ વર્ષ વીતી ગયાં. એ વેળા આખા રાજ્યમાં અનેક પ્રકારના દૈવી ઉત્પાતનાં ચિહ્નો જણાવા લાગ્યાં. પાંડવોને લાગ્યું કે દેશમાં કાંઇક અવનવો બનાવ બનશે.

મહાભારતની લડાઇ થઇ જવા પછી દ્વારકાના યાદવો તદ્દન મદોન્મત્ત અને નિરંકુશ બની ગયા હતા. એમની સામે કોઈ લડનાર હતું નહિ, એટલે એમની વીરતામાં ઓટ આવી ગઈ હતી. એ લોકો દારૂ પી ઉન્મત્ત બનતા, અને અનેક પ્રકારનાં નઠારાં વ્યસનો, તેમ જ મન ને શરીરની પાયમાલી કરનાર ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેતા હતા.

એક વેળા મહર્ષિ નારદ, વિશ્વામિત્ર તથા કણ્વમુનિ શ્રીકૃષ્ણનાં દર્શન માટે દ્વારકા આવ્યા હતા. યાદવકુળના

કુમારો વિવેકવિચારને તજી એટલી હદે મૂર્ખ બન્યા હતા હતા કે તેમને આવા પવિત્ર ને પૂજ્ય મહર્ષિઓની મશ્કરી કરવાની કુબુદ્ધિ સૂઝી.

એમણે કૃષ્ણના પુત્ર શામ્બને સ્ત્રીનો પોષાક પહેરાવ્યો. એને ઋષિઓની પાસે લઈ ગયા, ને મશ્કરીમાં પૂછ્યું: 'મહારાજ, આ સ્ત્રી સગર્ભા છે. એને પુત્ર અવતરશે કે પુત્રી, તે જરા કહો તો ?'

ઋષિઓ સમજી ગયા કે આ અવિચારી છોકરાઓ એમની ઠઠ્ઠામશ્કરી કરે છે. તેઓ ક્રોધે ભરાઇને બોલ્યા: 'ઉદ્ધત છોકરાઓ ! એના પેટમાંથી જે પેદા થશે તે વડે તમારા આખા યાદવકુળનો નાશ થશે !'

ઋષિઓ તો ચાલ્યા ગયા. યાદવ કુમારોનાં મોં પડી ગયાં. શ્રીકૃષ્ણે ઋષિઓના શાપની વાત જાણી ને તેમને ચિંતા થઈ.

બીજે દિવસે સામ્બના પેટમાંથી એક મુસળ (સાંબેલું) પેદા થયું ! શ્રીકૃષ્ણની આજ્ઞાથી એના ચૂરેચૂરા કરી એને સમુદ્રના જળમાં નાખી દેવામાં આવ્યું.

દિવસે દિવસે યાદવોનો દારૂ પીવાનો છંદ વધે જતો હતો, એટલે એમાંથી એમનો નાશ થશે એમ ધારી શ્રીકૃષ્ણે દ્વારકામાં દારૂ પીવાની બંધી કરી; પણ યાદવો એમ ગાંઠે એવા ન હતા.

એક વાર એક પર્વણી ઉપર બધા યાદવો દરિયા-

કિનારે પ્રભાસપાટણ આગળ એકઠા થયા; ત્યાં શ્રીકૃષ્ણ, બળરામ વગેરે વડીલોની કાંઇ પણ આમન્યા રાખ્યા સિવાય હદપાર દારૂ પી છાકટા બન્યા. શ્રીકૃષ્ણે એમને બહુ વાર્યા પણ તેઓએ કોઈનું કશું સાંભળ્યું નહિ.

દારૂનું પરિણામ જે આવવું ઘટે તે જ આવ્યું. હદ ઉપર દારૂ પીવાથી એની ખુમારીમાં કૃતવર્મા ને સાત્યકિ ચડભડી ઊઠયા. ચડભડાટ ઉપરથી ગાળાગાળી, ને ગાળાગાળી ઉપરથી મારામારી ઉપર વાત આવી ગઈ. સાત્યકિએ ક્રોધમાં આવી કૃતવર્માનું માથું કાપી નાખ્યું. કૃતવર્માના પક્ષના માણસો સાત્યકિ ઉપર તૂટી પડયા. એ જોઇ શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને એમની ઉપર હલ્લો કર્યો. જોતજોતામાં ભયંકર લડાઇ મચી રહી. સાત્યકિ ને પ્રદ્યુમ્ન પણ માર્યા ગયા.

આમ ખૂન ઉપર ખૂન થવા લાગ્યાં. અન્ધક, ભોજ, વૃષ્ણિ, દશાર્હ વગેરે પણ લડાઈમાં હોમાયા. એક પછી એક બધા યાદવો આપસઆપસમાં લડીને મરણ પામ્યા. યાદવોની લાશોના પ્રભાસતીરે જોતજોતામાં ઢગલા થઇ ગયા. ઋષિઓ અને ગાંધારીનો શાપ આ રીતે ફળ્યો!

સૌ યાદવોનો નાશ થતો ભગવાન શ્રીકૃષ્ણ જો રહ્યા. એમણે પોતાના સારથિ દારૂકને અર્જુનને બોલાવી લાવવા હસ્તિનાપુર મોકલ્યો ને અર્જુનને નિરાધાર બનેલી યાદવ સ્ત્રીઓનું રક્ષણ કરવા સંદેશો કહાવ્યો.

શ્રીકૃષ્ણ મોટા ભાઇની શોધમાં ચાલ્યા. બળરામ એક જગાએ એક મોટા ઝાડને છાંયડે સમાધિ ચડાવીને બેઠા

હતા. કૃષ્ણે તેમને ત્યાં જ રાહ જોવાનું કહ્યું ને પોતે પાછા દ્વારકા ગયા.

દ્વારકા જઈ શ્રીકૃષ્ણ પિતા વસુદેવને મળ્યા. યાદવ કુળના સર્વ નાશની બધી વાત કહી. અર્જુન આવે ત્યાં લગી દ્વારકામાં જ રહેવા વિનંતિ કરી. હવે પૃથ્વી ઉપરનું મારું કર્તવ્ય પૂરું થયું છે, એમ કહી શ્રીકૃષ્ણ પાછા પ્રભાસપાટણ આવ્યા.

બળરામે તે અરસામાં તો પ્રાણ તજી દીધા હતા. શ્રીકૃષ્ણ ઉદાસ ચિત્તે આમતેમ વનમાં ફરવા લાગ્યા. જગતમાં અવતાર ધારણ કરી કરવા જેવાં બધાં કામ એમણે પૂરાં કર્યાં હતાં. હવે સ્વર્ગમાં જવાની જ વાર હતી. શ્રીકૃષ્ણ થાક્યાપાક્યા જંગલમાં એક ઝાડને છાંયડે આડા પડયા. એમણે ઘુંટણ ઉપર પગ ચડાવ્યો હતો, ને થોડી વાર આરામ લેવા હાથનું ઉશીકું કરી આડા પડયા હતા.

જંગલમાં એક પારધિ શિકારની શોધમાં આમતેમ ભટકતો હતો. એણે દૂરથી શ્રીકૃષ્ણને સૂતેલા જોયા. કોઈ હરણું ઊભું છે એમ ધારી તાકીને તીર માર્યું. તીર શ્રીકૃષ્ણના પગના તળિયામાં સીધું પેસી ગયું. પગમાંથી લોહીની ધારા વહી રહી.

જોતજોતામાં શિકારી ત્યાં આવ્યો. દ્વારકાના અધિષ્ઠાતા, અને યાદવકુળના મુગટમણિને પોતે તીર માર્યું જાણી એ બહુ દુઃખી થયો. એના પસ્તાવાનો પાર ન રહ્યો. એણે ભગવાન શ્રીકૃષ્ણની માફી માગી. દયાના સાગર શ્રીકૃષ્ણે

એને દિલાસો દીધો. મારનારને પણ મરતી વેળા આશિષ દઈ જગદ્વંદ્ય મહાત્મા ભગવાન શ્રીકૃષ્ણ પૃથ્વી ઉપરની પોતાની લીલા સમેટી પ્રાણ તજી સ્વર્ગમાં ગયા.

હસ્તિનાપુરમાં શ્રીકૃષ્ણના સારથિ દારૂકને મોંએ યાદવકુળના નાશની વાત સાભળી અર્જુન વહેલોવહેલો દ્વારકા ગયો. દ્વારકાના રૂપરંગ આજ ફરી ગયા હતા. સોના સરખી રમણીય દ્વારકા આજ સ્મશાનસમી બની ગઇ હતી. દ્વારકામાં એકે યુવાન નજરે પડતો નહોતો. ભગવાન શ્રીકૃષ્ણ અને બળરામના સ્વર્ગવાસના સમાચાર પણ એણે સાંભળ્યા. વસુદેવ માત્ર અર્જુનના આવવાની રાહ જોઇ રહ્યા હતા. એમનું હૈયું ભાંગીને ભૂકો થઇ ગયું હતું. અર્જુનની સામે જ એમણે પણ પ્રાણ તજી દીધા. વીર અર્જુન આ બધો ઉત્પાત જોઇ રડી પડ્યો.

આખરે ભગવાન શ્રીકૃષ્ણના દૌહિત્ર વજ્રને તથા બચી ગયેલી સર્વ યાદવ સ્ત્રીઓને સાથે લઇ લીધી. મરણ પામેલાંઓની શ્રાદ્ધક્રિયા વગેરે કરી અર્જુન એ સૌને લઇ હસ્તિનાપુર જવા નીકળ્યો.

રસ્તામાં અર્જુન ઉપર આજુબાજુના નિર્જન પ્રદેશના લૂટારાઓએ હલ્લો કર્યો. અર્જુને ક્રોધમાં આવી ગાંડીવનો ટંકાર કર્યો, ને ધનુષ ઉપર બાણ ચડાવ્યાં. પણ અફસોસ ! આજ અર્જુનનાં તીર ધાર્યા નિશાને જતાં ન હતાં. એના બાવડામાંથી બળ ઓસરી ગયું હતું. જે મહાવીરે મહાભારતના યુદ્ધમાં હજારો યોદ્ધાઓને રોળી નાખ્યા, જેના

બાણુના મારાથી ભલભલા મહારથીઓના છક્કા છૂટી જતા હતા, એ બળવાન યોદ્ધાની નજર સામે લૂટારાઓ યાદવ સ્ત્રીઓને લઈને નાસી ગયા! અર્જુન ફાટી આંખે આ વિચિત્ર બનાવ જોઈ રહ્યો. એનું કશું જ ન ચાલ્યું. માટે જ,

'સમય સમય બળવાન છે,
'નહિ મનુષ્ય બળવાન,
'કાબે અર્જુન લૂંટીઓ
'એ ધનુષ એ બાણ.'

એવી આપણામાં કહેવત પડી છે.

આખરે બાકી રહેલી યાદવ સ્ત્રીઓને લઇ એ હસ્તિનાપુર આવ્યો. મહર્ષિ વ્યાસની પાસે જઇ ઉદાસ ચિત્તે અર્જુને બધી વાત કહી.

વ્યાસે સલાહ આપી: ' બેટા. એમાં શોક કરવાનું કારણ નથી. પૃથ્વી ઉપર પરમાત્માએ તારે હાથે જે જે કામો કરવાનાં નક્કી કર્યાં હશે તે પૂરાં થઇ ગયાં છે. હવે તું વૃદ્ધ થયો. હવે આગળની શક્તિ ન રહે એનો શોક શું કામ કરવો? હવે સ્વર્ગયાત્રાની તૈયારી કરો.'

અર્જુને સંસાર તજી દેવાની પોતાની ઇચ્છા ધર્મરાજાને જણાવી.. પાંચે ભાઇઓની એ જ સલાહ થઈ. દ્રૌપદી પણ હીમાળે હાડ ગાળવા જવા સાથે ગઈ.

અર્જુનના પુત્ર અભિમન્યુના પુત્ર પરીક્ષિતને ભરત-ખંડનું રાજ્ય સોંપી પાંડવો વનમાં જવા નીકળ્યા. પરીક્ષિતની

સલાહ માટે યુયુત્સુ અને કૃપાચાર્ય જેવા અનુભવી વડીલોને એમણે નીમ્યા હતા.

અશ્વમેધ યજ્ઞનો કથાભાગ મહાભારતના ચૌદમા અશ્વમેધ પર્વમાં આવે છે. વનમાં આશ્રય બાંધીને રહેલાં ધૃતરાષ્ટ્ર, કુંતા, ગાંધારી વગેરેને પાંડવો મળવા ગયા એ કથાભાગનું વર્ણન (પંદરમા) આશ્રમવાસિક પર્વમાં આવે છે. સોળમા પર્વને મૌસલ પર્વ કહે છે, ને તેમાં યાદવ કુળના નાશની કથા વિસ્તારથી વર્ણવી છે. પાંડવો હિમાલય તરફ સ્વર્ગયાત્રાની તૈયારી માટે મહાપ્રસ્થાન કરી ગયા તે કથાભાગને મહાપ્રસ્થાનિક પર્વ નામના સત્તરમા પર્વમાં વર્ણવ્યો છે.



પ્રકરણ ૨૬ મું :

## આખરે સ્વર્ગમાં

જુગાર રમીને હારી જવાથી પાંડવો વનમાં જવા નીકળ્યા હતા તે રીતે આજ ફરીથી વનમાં જવા નીકળ્યા. પણ અગાઉની અને અત્યારની વાત જુદી હતી. હસ્તિનાપુરનાં નગરજનોએ આંસુભીની આંખે એમને વિદાય દીધી. લાંબે લગી બધાં વળાવવા આવ્યાં. આખરે યુધિષ્ઠિરે હાથ જોડી સૌને પાછા ફરવા વિનતિ કરી, ને પરીક્ષિત રાજાની આણ માનવા સૂચના દીધી. સૌ વિદાય થયાં. પાંડવો પણ પોતાને રસ્તે પડ્યા. એમની સાથે એક કૂતરો પણ પાછળ પાછળ જતો હતો.

પહેલાં તેઓ પૂર્વની બાજુ ગયા. અનેક સ્થળોએ ફરતાં ફરતાં પાંડવો લોહિતસાગર આગળ આવી પહોંચ્યા. ત્યાં એક બળવાન માણસ આવ્યો ને કહ્યું કે: 'મારું નામ અગ્નિ છે. તમને ધનુષ્યબાણ તથા બીજાં દિવ્ય અસ્ત્રો

આપ્યાં હતાં તેનું કામ હવે પૂરું થયું છે. તે હથિયારો આપી દો.'

આજ્ઞા મુજબ અર્જુને બધાં હથિયારો આપી દીધાં.

અનેક તીર્થસ્થાનોમાં ફરતા ફરતા પાંડવો ઉત્તર દિશામાં આવેલા પર્વતરાજ હિમાલયની તળેટી આગળ આવી પહોંચ્યા. એમણે ધીમેધીમે હિમાલય ઉપર ચડવા માંડયું.

પણ પહાડની બરફવાળી જમીન લગી પહોંચ્યા ત્યાં જ દ્રૌપદી ઢગલો થઇ જમીન ઉપર ઢળી પડી.

ભીમે યુધિષ્ઠિરને પૂછયું: 'મોટા ભાઇ, આપણી પરમ પ્રિય દ્રૌપદી સદાચરણી અને સુશીલ હતી. આજ એ અહીં કેમ ઢળી પડી ?'

યુધિષ્ઠિરે કહ્યું: 'હે ભીમ, શાસ્ત્રની સાખે દ્રૌપદી આપણા પાંચેની પત્ની હતી, છતાં એ અર્જુન ઉપર વિશેષ પ્રેમ રાખતી હતી. સદાચરણી ને સતી સ્ત્રીમાં એટલું પણ દૂષણ ગણાય. એ કારણથી આજ આ પરમ પવિત્ર જમીન ઉપર એ સદાની શાંતિમાં સૂતી છે.'

આગળ ચાલતાં ચાલતાં એક જગાએ સહદેવ પણ એ રીતે નિસ્તેજ બની ઢળી પડયો.

ભીમના પૂછવાથી યુધિષ્ઠિરે ખુલાસો કર્યો: 'સહદેવને એની વિદ્વતાનું બહુ અભિમાન હતું. માણસ જેમ વિદ્વાન હોય તેમ એણે નમ્રતા વધારે કેળવણી જોઈએ. એની આવડતના ગુમાને આજ એને અહીં પડવું પડયું છે.'

વળી સૌ આગળ ચાલ્યા.

એક દિવસ નકુળ પણ એ જ રીતે પડ્યો.

ભીમે દયામણે મોંએ એનું કારણ પૂછ્યું.

ધર્મરાજ યુધિષ્ઠિરે કહ્યું: 'પ્રિય ભાઈ નકુળને આખી દુનિયામાં સૌથી સુંદર પોતે છે એવું અભિમાન હતું. જે દેહનો એક વેળા તો નાશ થવાનો જ છે, તે ઉપર આટલું બધું ગુમાન રાખવું વ્યાજબી નથી. એના એ અવગુણને લીધે આજ એનો નાશ થયો.'

એને તજી બાકીની મંડળી આગળ વધી.

આગળ જતાં મહાવીર અર્જુન પણ નિસ્તેજ બની જમીન ઉપર ઢળી પડયો.

ભીમે આંખમાં આંસુ સાથે પૂછ્યું: 'દેવ! આપણો પ્રિય ભાઈ અર્જુન કેમ આ દશાને પામ્યો?'

ધર્મરાજ બોલ્યા: 'અર્જુન પરાક્રમી હતો, પણ એને એની શક્તિનો બહુ ગર્વ હતો. એને જેટલું અભિમાન હતું એટલું પરાક્રમ એ કરી શક્યો નથી. આજ એ પાપે એ પણ પડયો.'

હવે રહ્યા બે જણા. યુધિષ્ઠિર અને ભીમ. સાથે પેલો કૂતરો પણ હતો. એ મંડળી હિમાલયનાં બરફથી ઢંકાયલાં શિખર ઉપર આગળ ને આગળ વધવા લાગી.

આખરે ભીમ પણ પડયો. એનું બધું કૌવત ઓસરી ગયું. એ પડતાં પડતાં બોલ્યો: 'મોટા ભાઈ, તમારો માનીતો એવો હું આજ કેમ આ દશાને પામ્યો છું?'

યુધિષ્ઠિર બોલ્યા: 'ભાઈ ભીમ, તું બીજા બધાને

મગતરા જેવો ગણુતો હતો, અને તારી જાતને મહા બળવાન માનતો હતો. તારામાં રહેલા અહંકારે આજ તારી આ દશા કરી છે. દુનિયામાં કદી કોઈનું અભિમાન અખંડ રહેતું નથી.'

હવે માત્ર રહ્યા. એકલા યુધિષ્ઠિર તે કૂતરાની સાથે પહાડ ઉપર આગળ જવા લાગ્યા.

એટલામાં દૂરથી એક દિવ્ય રમણીય વિમાન એમની પાસે આવ્યું. વિમાનમાં દેવરાજ ઇન્દ્ર બેઠેલા હતા. તે યુધિષ્ઠિરને કહેવા લાગ્યા: 'ધર્મરાજ, ચાલો, હું તમને સ્વર્ગમાં બોલાવવા આવ્યો છું. ત્યાં સૌ કોઇ તમારી રાહ જુએ છે.'

યુધિષ્ઠિર બોલ્યા: 'દેવ! મારી પ્રિય પત્ની અને ચાર ભાઈ હિમાલયમાં ઢળી પડયા છે. એમના વગર હું સ્વર્ગમાં આવવા ઇચ્છતો નથી.'

ઇન્દ્ર બોલ્યા: 'વત્સ, એ બધાં સ્વર્ગમાં ગયાં. તમે પણ હવે સ્વર્ગમાં ચાલો.'

યુધિષ્ઠિર કહે: 'ભલે ત્યારે. પણ મહારાજ, આ કૂતરો મારો સંગાથી છે. એ પણ મારી સાથે જ સ્વર્ગમાં આવશે.'

ઇન્દ્ર હસીને બોલ્યા: 'મહારાજ, આપ તો હંમેશાં સ્વચ્છ ને પવિત્ર રહો છો. હવે અંતકાળની વેળાએ સ્વર્ગમાં જતી વેળા આ અપવિત્ર પ્રાણીને સાથે લેવાનો આગ્રહ શા માટે? કૂતરાને લઇને સ્વર્ગમાં ન જવાય.'

યુધિષ્ઠિર દૃઢતાથી બોલ્યા: 'દેવરાજ! ક્ષમા કરજો. મારી સંગાથે ઠેઠ હસ્તિનાપુરથી આ કૂતરો આવ્યો છે.

મારે આશરે એ જીવ અહીં લગી આવ્યો છે. હું એને તજીને સ્વર્ગના સુખને ખાતર પણ આપની સાથે આવી શકું એમ નથી. ભલે મારું થવાનું હોય તે થાય.'

યુધિષ્ઠિરની પ્રતિજ્ઞા સાંભળી કૂતરાએ પોતાનું સ્વરૂપ તજી દીધું, અને સાક્ષાત ધર્મનું રૂપ ધારણ કરીને બોલ્યા: 'વત્સ, તારી કસોટી કરવા જ મેં કૂતરાનો વેશ લીધો હતો. તારી ટેકને ધન્ય છે. તારા ઉપર પ્રસન્ન થઈ હું તને વરદાન આપું છું કે તું સદેહે સ્વર્ગમાં જઈ શકીશ. મરણ પામ્યા વગર કોઈ સ્વર્ગમાં જઇ ન શકે એ નિયમ છતાં તારા ધર્મ ને નીતિના પ્રભાવને લઇને તને હું આ વરદાન આપું છું.'

યુધિષ્ઠિરને વિમાનમાં બેસાડી દેવો સ્વર્ગમાં લાવ્યા.

પણ સ્વર્ગમાં પોતાના ભાઈઓ તથા દ્રૌપદીને ન જોવાથી યુધિષ્ઠિર બોલ્યા: 'મારા ભાઇઓ અને પત્ની જ્યાં હોય ત્યાં મને લઈ જાઓ.'

ઇન્દ્રે કહ્યું: 'તમે તમારા ધર્મના પ્રભાવથી આ જગાએ આવી શકયા છો. તમારા ભાઇઓ અને દ્રૌપદીએ એટલું બધું પુણ્ય મેળવ્યું નથી, તેથી તેઓ અહીં આવી શકયાં નથી.'

યુધિષ્ઠિર બોલ્યા: 'જ્યાં મારી સ્ત્રી અને ભાંડુઓ હોય ત્યાં મને પહોંચાડી દો. એ જગા સારી હોય કે નરસી, પણ હું તો ત્યાં જ જવા માગું છું.'

ઇન્દ્ર તેમને બીજી જગાએ લઇ ગયા.

પાંડવો હિમાલયમાં જઈ મૃત્યુ પામ્યા એ કથા પ્રસંગને મહાપ્રસ્થાનિક પર્વનું નામ આપવામાં આવ્યું છે.

એ રીતે સત્તરમા પર્વની કથા પૂરી થઈ ગઈ; ને હવે છેલ્લા અઢારમા સ્વર્ગારોહણ પર્વનો કથાભાગ અત્રે રજૂ થાય છે.

જતાં જતાં યુધિષ્ઠિરે દુર્યોધનને દેવતાની સભામાં બેસી પ્રસન્ન ચિત્તે આનંદવિનોદ કરતો જોયો. પણ ક્યાં ય ભીમ, અર્જુન, કર્ણ વગેરે ભાઇઓ ને દ્રૌપદી ન દેખાયાં.

એમણે અકળાઇ જઇને પૂછ્યું: 'જેના લીધે ધરતી પરથી લાખો માણસોને મરવું પડયું તે અહીં સ્વર્ગમાં લહેર કરે છે; ને મારાં કુટુંબીઓ અહીં દેખાતાં નથી; એ શું ? મારે અહીં રહેવું નથી. મને મારા કુટુંબીઓ પાસે લઈ જાઓ.'

નારદે ખુલાસો કર્યો: 'દુર્યોધન લડતાં લડતાં સામી છાતીએ ઘા ઝીલી પડયો ને મૂઓ. એ કારણથી એ સ્વર્ગમાં આવ્યો છે. તમારી ઇચ્છા છે તો તમારાં કુટુંબીઓ પાસે તમને લઇ જવાની વ્યવસ્થા કરીશ.'

નારદજીએ એક દેવદૂતને બોલાવ્યો. ધર્મરાજને એમનાં કુટુંબીઓ પાસે લઈ જવાનું કહ્યું.

દેવદૂત ધર્મરાજને નર્કને રસ્તે લઈ ગયો. એ રસ્તો બહુ ભયાનક હતો. માત્ર પાપી લોકો જ એ રસ્તે જતા હતા. આગળ જતાં પાપી લોકોને નર્કમાં અનેક જાતનાં દુ:ખો ભોગવવાં પડતાં હતાં તે જોઈ યુધિષ્ઠિર ત્યાં થંભી ગયા.

એટલામાં એમને કાને અવાજ આવ્યો: 'મહારાજ, કૃપા કરી અહીં જ ઊભા રહો. જતા ન રહો. આપના શરીરના પવિત્ર વાયુથી અમને બળ્યાજળ્યા જીવોને બહુ સુખ મળે છે, ને અમારાં સંકટો હળવાં થાય છે.'

યુધિષ્ઠિરે ચારે બાજુ નજર કરી, પણ કોઈ દેખાયું નહિ. એ બોલ્યા: 'મને બોલાવનારા કોણ છે?'

ચારે બાજુથી અવાજ આવ્યા: 'હું ભીમ છું.' 'હું અર્જુન છું.' 'હું કર્ણ છું.' હું નકુળ છું.' 'હું દ્રૌપદી છું.' 'અમે દ્રૌપદીના પુત્રો છીએ.'

યુધિષ્ઠિરને બહુ દિલગીરી થઈ. એમણે દેવદૂતને સ્વર્ગમાં પાછા જવા કહ્યું, ને પોતે ત્યાં નર્કમાં જ પોતાનાં સગાંસંબંધીઓની વચમાં વાસ કરશે એમ જાહેર કર્યું.

જોતજોતામાં એ બનાવટી નર્કસ્થાન અદૃશ્ય થઈ ગયું. દિવ્ય પ્રકાશ અને મનોહર સુવાસથી ચારે દિશાઓ હસી ઊઠી. યુધિષ્ઠિરને નવાઇ લાગી.

દેવરાજ ઇન્દ્ર પ્રકટ થયા, ને ખુલાસો કર્યો: 'સ્વર્ગના નિયમો અચળ છે. જેનાં પુણ્ય પુષ્કળ હોય ને પાપ ઓછાં હોય તેમને પહેલાં પાપના ફળરૂપી નર્કનાં દુ:ખો થોડા વખત માટે ભોગવી લેવાં પડે છે. ને પછી સદા કાળને માટે સુખ ભોગવવા તે પ્રાણી સ્વર્ગમાં જાય છે. તમારા ભાંડુઓ અને પત્ની પોતાનાં થોડાં પાપના ફળરૂપ નર્કનાં દુ:ખ ભોગવી હવે સ્વર્ગમાં ગયાં છે. દુર્યોધનના પુણ્યનું ફળ પૂરું થશે એટલે

એનાં પાપકર્મોનું ફળ ભોગવવા એને નર્કમાં જવું પડશે. તમે યુદ્ધમાં અશ્વત્થામા વિષે શક પડતી વાત કરી દ્રોણને છળ્યા હતા. તમારા એ પાપના ફળ રૂપે તમારે આટલી નર્કની વેદના સહેવી પડી. હવે તમે ખુશીથી સ્વર્ગમાં ચાલો. ત્યાં તમને સૌ સગાંસંબંધીઓનો મેળાપ થશે.

ઇન્દ્રની સલાહથી યુધિષ્ઠિરે સ્વર્ગની મંદાકિની નદીમાં સ્નાન કર્યું, ને પછી દિવ્ય શરીર ધારણ કરી સ્વર્ગમાં ગયા, ને ત્યાં સર્વને મળ્યા.

એ રીતે મહાભારતની કથા અત્રે પૂરી થઈ.

સમાપ્ત

# 'બાળકોનું મહાભારત' માટે અભિપ્રાયો

ઊગતી પ્રજાને મહાભારત જેવા કાવ્યગ્રંથનો સંક્ષેપમાં પરિચય થાય તે તો હરેક રીતે ઉપયોગી છે. અને તે દૃષ્ટિએ અમે ભાઈશ્રી રમણલાલ શાહના આ પ્રયાસને વધાવી લઈએ છીએ. સરસ ચિત્રો, બાળકોને રુચે તેવું મુદ્રણ, એથી આ નાનકડું પુસ્તક રંગરૂપમાં પણ આકર્ષક બન્યું છે. આ જાતના પ્રયાસ ગુજરાતી ભાષામાં બહુ જ ઓછા થાય છે. પશ્ચિમમાં તો સાહિત્યના ઉપયોગી ગ્રંથોનાં સારતત્વો બાળકો માટે જોઈએ તેટલાં પ્રસિદ્ધ થાય છે. એ દિશામાં આપણે ત્યાં જોઈએ તેટલા પ્રયત્નો થયા નથી એ જ માત્ર દિલગીરીનો વિષય છે. + × ' **'પ્રજામિત્ર–કેસરી'**

' × × ૧૨૪ પૃષ્ટના આ સચિત્ર પુસ્તકમાં મહાભારતની કથા બાળકોને રુચિકર વાર્તાના રૂપમાં આપેલી છે. + × ' **'ગુજરાતી પંચ'**

' + + બાળકોને એ કેટલી ગમે છે તે તો એક વાર માબાપો એને બાળકોના હાથમાં મૂકે ત્યારે જ સમજાય × × સિદ્ધહસ્ત ચિત્રકારોની કલાકૃતિઓ આકર્ષક રીતે રંગીન શાહીઓમાં છાપીને આપેલી હોઈ આ ચોપડીના રૂપરંગને અતિ દિલજીત બનાવવામાં તે અગત્યનો ફાળો આપે છે. ' **'સયાજીવિજય'**

' × × મહાભારતના કથાભાગને વાર્તારૂપે સહેલી ભાષામાં રજૂ કરવાની લેખકની યોજના છે. × × તે બાળપ્રજાનો આદર અવશ્ય પામશે.' **'પુસ્તકાલય'**

' × × મહાભારત જો રીતે ધાર્મિક ગ્રંથ ગણાય છે તે રીતે એ મહાન ગ્રંથ વાર્તાનો મહાન સંગ્રહ છે. આ સર્વ વાતોને બાળકો માટે રજૂ કરવા માટે લેખકને ધન્યવાદ. × × ' **'ગુજરાતી'**

' × × આવાં નાનાં પુસ્તકો બાળકોના હાથમાં આપવાં જ જોઈએ. એ દિશામાં પ્રયત્ન થવા માંડયા છે. તેમાંનો આ પણ એક પ્રયત્ન છે. બાળકો રસથી વાંચે એવી કથા છે. × × ' **'પાટીદાર'**

' સાદી સરળ ભાષામાં વાર્તાઓ રૂપે લખાએલું આ મહાભારત બાળકોને જરૂર ગમી જશે. × × ' **'બાલોદ્યાન'**